( તંદુરસ્ત વાંચન હારમાળા નંબર ૪. )

(Healthy Literature Series No. 4.)

# અશોઇ.



(*PURITY.*)

By:— Dinshah Dadabhai Dordi

(Mullan Jamasp)

Navsari.

લખનાર—દીનશાહ દાદાભાઇ દોરડી

( મુલ્લાં જામાસ્પ )

( તંદુરસ્ત વાંચન હારમાળા નંબર ૪. )

(Healthy Literature Series No. 4.)

# અષોઇ.

## (*PURITY.*)

**By:— Dinshah Dadabhai Dordi**

**(Mullan Jamasp)**

**Navsari.**

લખનાર—દીનશાહ દાદાભાઇ દોરડી

( મુલ્લાં જામાસ્પ )

તે આતશ વિશે માગી આવેલાં લખાણો, ઝેરી જાનવરોના ડંખોના તાત્કાલિક ઇલાજો, ખોરશેદનામુના કરતા.

સુરત.

ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ રેશમવાલાએ છાપ્યું

ઠે૦ જુની મુંબઈ બેંક.

ય. જ. ૧૨૯૫. સંવત ૧૯૮૨. સને ૧૯૨૫.

નેક નામદાર

અપો

મહાન પેગમબરના આગમન

માટેજ

આ અપોઇનો વિષય બહાર પાડવામાં આવ્યો છે

જેઓ એનો લાહાવો લે તેમને નમન!!!

# અર્પણ પત્રિકા.

---

## મારા મરહુમ વહાલા પીતાજી એરવદ દાદાભાઇ ખરશેદજી દોરડી

જેવણે જરથોસ્તી ધર્મની મોતેબરી નામની નામીથી કેતાબની ત્રણ ત્રણ આવૃતીઓ બહાર પાડી હતી, તે ઉપરાંત પારસી કીર્તિ સંગ્રહ, કાવાનો પાદશાહી જુંદો, હખામીઆનવંશની જાહોજલાલી જેવી કીમતી કેતાબો પ્રગટ કરી જરથોસ્તી ધર્મને પારસી કોમની કીમતી સેવાઓ બજાવી હતી તે ઉપરાંત આસરે ૩૦) વરસની વાત ઉપર **પારસીઓ અને હીંદુઓનું મુળ** નામની કેતાબ છપાવી ને ભાઇબંધ કોમો વચ્ચેનું નાતુ મજબુત કરી આપ્યું હતું. એ કામની પ્રસંસા હાલે સ્વામી શ્રી શ્રધ્ધાનંદજી જેવા પ્રખ્યાત પંડીતે કીધી છે.

### તે મ જ

## મારા મરહુમ માયાળુ માતાજી બાઈ આવાંબાઇ દાદાભાઇ દોરડી જેઓએ

આ દુનિયામાં કમતરીનને જન્મ આપી તેનું આ ભવમાં સાર્થક થઇ શકે એવા સારા સંજેગો મેળવી આપ્યા છે, તે માટેની અતિશ્ય હેયાનમંદીમાં અતિ-માન અને મહોબત સાથે તેઓની નેક ફ્રવષિઓને શાંતિ ઇચ્છી તેમના ચરણોએ આ નજીવી કોશેશ ધરૂં છું.

દીનશાહ દાદાભાઈ દોરડી

(મુંબાં :જમારેપ)

# પ્રસ્તાવના.



એક જાણીતા લેખકની ચોપડી માટે અણજાના મીત્ર તરફથી દીબાચો લખવાનો નીયમ અસાધારણ ગણાય. પણ ભાઈ દીનશાહ દોરડી સાથનું મારૂ "નાતું" ઘણું નીકટ હોવાથી–એટલે અથોરનાનઝાદા તરીકે, ખુદા શનાશીના અભ્યાસી તરીકે, ભાજીખાઉ નોશાકરા તરીકે, અને કેલવણીના ધંધામાં મારા હમકાર તરીકે એ ભાઇનો સબંધ હોવાથી **એમના આગ્રહથી** બે શબ્દો લખી આ રસાલાને તેના પવિત્ર કામમાં દરેક ફતેહ **અને જશ** ઇચ્છું છું. લેખકની આ "શોખની સેવા" હોવાથી આવી ફતેહનો **એટલોજ અર્થ થઇ** શકે કે હમ–કોમના ભાઇ **બહેનો**માં શરિર, ચારિત્ર, અને મનને શુદ્ધ રાખવાની તેની ખાલેસ નેમ પાર પડે, અને જરથોસ્તી ધર્મના પાયા રૂપી મુખ્ય સિધ્ધાંત પાલવાથી દરેકને પોતાના પેગાંબર સમક્ષ હીંમતથી મોહું બતાવવાનું બની શકે. જરથોસ્તી ધર્મ એ અષોઇને ઇશ્વરને પહોંચ-વાના માર્ગ તરીકે ગણે છે. **"અષોઇ એજ મજદયશ્ની ધર્મ છે."** (વંદીદાદ) **"પવિત્રાઇ વડે હું ખુદાને** કયારે જોઇશ ?" (ગાથા) અને **"પવિત્રાઈ વડે ખુદા સાથની દોસ્તીમાં એક થઇએ."** (હોશબામ) આ રીતે ખુદામાં એક થવાનુ યોગનું કામ (at-onement) બજાવવું **અલબત એકજ** જન્મમાં તો અશકય છે. પણ માણસની તે છેવટની સર-જત તરફ લઈ જનાર અષોઇના માર્ગના અનેક પગથ્યાં ભાઇ દોરડીએ બતાવ્યાં છે. અષોઇના જેટલા અર્થો એમણે આપ્યા છે તે કરતાં ચારગણા વિસ્તારમાં તેને જીંદગીના દરેક સદગુણ માટે લાગુ પાડી શકાય. તદન વ્યવહારૂ રૂપમાં તે (પૃ. ૧૩૬–૧૬૦) "ભાગ બીજા"માં ગણાવેલી વીગતો **જેનાથી** સ્થુલ **દેહની સફાઈ** સચવાય છે, તે સમાવી દે છે, એટલે **આ-રોગ્ય શાસ્ત્ર** બને છે, જયારે નીતિમય જીવન ગુજારવામાં તે મનની, લાગણીઓની, અને જીંદગીની પવિત્રાઈ માટેના દરેક ઉપાયો વાપરી **એક** અચલ કાયદો (**Law**) સુચવે છે. બીલ્ડીંગ બાંધવા માટે **જેમ** કાટખુણાની જરૂર દરેક તબકકે પડે છે તેમ પોતાના પરવરદેગારના દર્શન માટે જેણે પોતાનું નીતિમય **જીવન ઘડવું** છે તેને આ અષોઇનો કાટખુણો **દરેક પલે**

પોતાના દરેક કાર્યની Rectitude તપાસવા વાપડવાનો છે. આ બહોલા અર્થની યાદ આપવા માટે મી૦ દોરડીએ કેટલીક બહારથી ભલતી જણાતી વીગતો પણ સમાવી દીધી છે. આવા રસાલો એ ભાઇની લેખન શૈલીનો નમુનો છે. કારણ તરેહવાર ફુલોનો સુંદર હાર મઢી આપનાર માલી તરીકે, અથવા એક સાઇકલોપીડયા જેવા જ્ઞાન-કોષ રચનાર સંગ્રહકાર તરીકે હમેશાં મી૦ દોરડી ઉત્તમ ખુબી બતાવે છે એમ એઓના અનેક લેખો ઉપરથી વાંચકે જોયું હશે. ગમે "આતશ" યા "ખોરશેદ" જેવા ધાર્મીક વિષયો હોય, યા ગમે ઝેરી જાનવરના ડંખના ઈલાજો હોય તે સર્વમાં એમની ખંતીલી શોધક બુધ્ધી હમેશ એવો સંગ્રહ કરી બનાવે છે કે જ્ઞાનના ગ્રહાકોને તેમાંથી કોઇ એકાદ વસ્તુ "ખરીદી" સંપાદન કરવાનું મન થયા વીના રહે નહિ. આ રસાલામાં ઘણા ભાગો એવા છે કે દરેક સ્વભાવ Temperament ને માફક આવશે. પોતાના જ્ઞાનનો ભડોલ બતાવવા માટે નહીં, તેમજ તે વેચી નફો કરવા માટેબી નહી, પણ પોતાની પાસેની "જ્ઞાનની" "ચાશની" સરવેને મુફત વહેંચવાની થીઓસોફીકલ નેમથી આ રસાલો કોમ સેવાની પ્રસાદી તરીકે રજુ થાય છે. ખુદાના નામે થયલું કોઇ પણ કામ કદી અકાર જતું નથી તેથી મહાન પેગાંબર જરથુસ્ત્રના ઉત્તમ ધર્મની મુદ્રા સમાન ગણાતા અષોઈના આ રસ્તા ઉપર હમદીન ભાઇ બહેનો આવાં વાંચન વડે મકકમપણે આગળ વધે તો તે મહાગુરૂના આશીર્વાદ તેવા લેખ ઉપર જરૂર ઉતરશે. આ એકમાર્ગી લેખકે ગોયા કલમને પુરતી છુટ આપીને ધારવા કરતાં ઘણો મોટો લેખ બનાવી કાઢયો છે, અને તેમ કરી પોતાની સેવાનો લોભ તૃપ્ત કીધો છે. તેમ મહેનત અને ખર્ચમાં જે ભોગ ધર્મ ખાતર આપ્યો હોય તે પણ તે પ્યારા પેગાંબરના અષોઈના શીક્ષણનેજ આભારી છે, જેનાથી સ્વાર્થનો મેલ ધોવાઇ જાય અને પરમાર્થ તરફ આદમી દોરવાઇ શકે. "યવત્ ઈસાઈ તવાચા અવત્ ખ્સાઈ અએષે અષહા." જયાં સુધી તાકાત હોય ત્યાં સુધી પવિત્રાઇના રસ્તા ઉપર બીજાને લાવવા શીખવીશ અને મહેનત કરીશ" (ગાથા) આ ભાઇ દોરડીના પવિત્ર પેશાનો ધર્મ છે. તેમાં ખુદા એમની ઉમેદ બર લાવે એવી આ અદના મીત્ર

**નાચીઝ**

ની દુવા આમીન હોજો.

# દીબાચો પ્રગટ કરનાર તરફનો.

**અપોઈ** બાબે ઘણું ઘણું બોલાયું છે, અને લખાયું છે તે બાબે જેટલુંબી લખાય એટલું ઓછું ધારીને કમતરીને એક વધુ નજીવી કોશેશ કીધી છે. અપોઈનો અર્થ ઘણો બોહોળો હોવાથી કોઈબી માણસ તેને પુરે પુરો ઈનસાફ આપી શકેજ નહીં. કારણકે જેટલી દુનિયાની વસ્તી છે (જે અબજોની ગણાય છે) તેટલા ખોદાને પહોંચવાના જુદા જુદા માર્ગો છે, છતાં બહોળા પ્રમાણમાં સાધારણ નેમ એકજ જણાય છે, કે ઈશ્વરને પહોંચવું અને ત્યાં જઇ સારી માણસ જાતે એકત્ર મળવુ. આ માટે કમતરીનનો વિષય માણસજાતમાં આ કળિયુગ વખતમાં કાંઇક જીજ્ઞાસા ઉત્પન્ન કરે એટલું બી ગણીમત ગણાશે. એની શરૂઆત લગભગ છ વરસોની આગમચની છે. કારણકે સેવકની પાસે લાયબ્રેરીમાં લાયબ્રેરી તે તેની નોટબુકસો છે. કોઇબી ચોપડી ચોપાન્યું કે ન્યુસપેપર એવું નહીં હોય કે જે સેવકના હાથમાં આવતાં વગર નોંધ લેવે પસાર થતુ હોય. તે નોંધ સેવકને લાયકની હોય તો તેનો સાર ખેંચી લેવોજ જોઇએ. એવી રીતે મરહુમ જેમસ એલનની કીમતી ચોપડીઓની નોંધ લેતાં મારા મીત્ર મી० ખરશેદજી કાવશજી દેશાઈએ મને The Art of Noble Living ખાસ વાંચવાને ભલામણ કીધી. તે શુભ ઘડીથી આ કેતાબે પોતાનું હાલનું સ્વરૂપ પકડયું. કારણકે તેમાંથી મારી નોંધપોથીમાં સેવકે ઘણો ઘણો ખોરાક જમા કીધો. એ દરમ્યાન મુંબઇની માનવંત જશન કમીટી તરફથી અપોઇનો એક રસાલો મંગાયો. તે માટે સેવકથી તુરત કામ શરૂ થઇ શકયુ નહીં. કારણકે ધંધાની ફરજનું કરજ પહેલાં અદા કરવાનું હતું. જેથી તે જયારે તયાર થયો ત્યારે મુદતનો બાધ જણાવી પરિક્ષક સાહેબોએ તેનો અસ્વિકાર કર્યો. એ પછી ધીરજ હારી ન ખાતા તેને પેપરો, ચોપડી, ચોપાન્યા મારફતે બહાર પાડવાની તજવીજ થઈ પણ તેનું કદ મોટું થઈ જવાથી ને વળી કાંઇક ગમથી તેના થોડા મેન્યુસ્ક્રીપતસો પાછા ન વળવાથી આખરે આપ મુઆ વિના સ્વર્ગે ન જવાએ એ કહેવત ખરી પડવાથી ઉલટ પકડીને એ વિષય સેવકેજ બહાર પાડયો છે. આ વિષય વરસોની વાતોપર લખેલો છે, તેથી ઘણો અધુરો છે. વળી એમાં સરૂઆતના કેટલાએક વિષયો વધુ લંબાણ થઈ જવાથી એને વધુ લંબાવવાથી હાથ ખેંચવો પડયો છે અને ગજવું જેટલો ભાર ઉપાડે તેટલુંજ આગળ ચાલવાને સેવકે દરૂસ્ત વિચાર્યું છે.

એને તંદુરસ્ત વાંચન હારમાળા નંબર ૪ થું નામ આપવાનું કારણ એટલુંજ કે એ આગમચ સેવકે ત્રણ નીતિ રીતીના પુસ્તકો બહાર પાડયા

છે ને ભવિસ્યમાં ઉમર યારી આપે તો બીજા વધુ પુસ્તકો બાહેર પાડી એ હારમાળા લંબાવવાની સેવકની ઉમેદ છે. સેવકે કદીબી વાર્તા લખવાનો શોખ રાખ્યો નથી તેને નાનપણુથીજ કબરવાસ બનાવ્યો છે ને તે એટલે સુધી કે મારા મીત્ર નાચીજે સુચવ્યા મુજબ પાણીનો મોટો વિષય સેવકે તયાર કીધો છે જે જયારે સંપુર્ણ થશે ત્યારે ડેમી ઓકતેવો સાઇઝના ૧૦૦૦) પાનાનો થવા જશે. પણ તે બહાર પાડવાનું ભવિસ્ય ચળકતું છે કે ઝાંખુ છે તે તે સાહેબને ખબર છે.

આવાજ એક તંદુરસ્ત વાંચનમાળાનું માસિક ચોપાન્યું ચલાવવાને મારા વહાલા ભાઇજી બાપુજી દાદાભાઈ દોરડી તથા મારા મરહુમ વહાલા ભાઇજી નરીમાન દાદાભાઈ દોરડીનો વિચાર હતો. પણ આજના જમાનામાં તે હાર પડશે કે કેમ તે શકમંદ જણાયાથી હમોએ તે વીચાર માંડી વાળ્યો હતો. સેવકનો વિચાર તેમાં દર મહીને વિદયા હુનરની શોધખોળોનો મોટો સંગ્રહ રજુ કરવાનો હતો, પણ તે મરહુમ મારા ઉતસાહવાળા ભાઇજી નરીમાનના અકાળ મરણથી તે સ્કીમ છેવટની પડી ભાંગી છે ને તંદુરસ્ત વાંચનમાળાને તેથી મોટો ફટકો પડ્યો છે. જેમ ઇશ્વરની મરજી. મરહુમના રૂહને શાંતિ ઇચ્છનો સેવક તમારો,

નવસારી-તુનસીકુઇ
તા૦ ૧૫મી અકટોબર ૧૯૨૫

**દીનશાહ દાદાભાઈ દોરડો**
( મુલ્લાં જામાસ્પ )
બાઇ ડોસીબાઈ કોટવાલ પારસી ઓરફનેજ.

તા૦ ૬૦—આ રસાલો બહાર પાડવામાં મારા મેરબાન મુરબીજી એ૦ રૂશતમજી બેજનજી રાનજી તથા મારા વહાલા ભાઇજી ખરશેદજી દાદાભાઇ દોરડીએ અતિ ઉત્સાહ ભરેલો ભાગ લીધો છે તે માટે તેઓનો ઉપકારી છું. તથા મી૦ ઉત્તમરામ ઉમેદરામ રેશમવાલાએ આ કામ પરમાથનુ જાણી તે જેમ બને તેમ સસ્તી કીમતે ને ઉતાવળથી છાપી આપવા બાટે તેવણુનો આભારી થયો છું.

આ વીષય બોહોળા સ્વરૂપમાં લખેલો તમો જોશો. તેને અનુક્રમે ગોઠવેલો નથી તથા કયો સદગુણ પહેલો અખત્યાર કરવો ને પેહેલો કયો દુરગુણુ કાઢી નાખવો એ ન બની શકે તેવું છે. કારણકે અષોઇ એ સુયરૂપ છે. તે round ટેબલ જેવી છે. તેની ગમે તે બાજુથી શરૂઆત કરો તો ચાલશે. જેમ સુયના બધા કીરણો આપણુને સાથે આવી મળે તોજ આપણુને Harmony લાગે તેમ અષોઇના સઘળા સદગુણો સાથે ખીલવાય તોજ Harmony પેદા થાય માટે એક સદગુણ આજે ખીલવીશુ એક દુરગુણુ કાલને માટે કાઢી નાખવા રહેવા દઇશું એમ તો ન બને તે ધ્યાનમાં લેવું.—
દી. દા. દો.

## બનામે ઇઝદાં

## તે સાહેબના નામથી ! તારૂ તુને !

## ARISE, AWAKE OR BE THOU EVER FALLEN !

### ઉઠો, સજાગરૂ થાઓ[?]નહી તો કે હમેશને માટે ભોંયે પડયા રહો !

"અએ માણસો તમે ઉઠો, સઉથી સરસ અષોઇની (જીંદગીની) વખાણ કરો [અષોઇ અખત્યાર કરો]. દેવોને [ખરાબ વિચારોને] દફે કરી નાખો.

"અએ માણસો લાંબી ઉંઘ(આળસાઇ–તમો ગુણ અખત્યાર કરી રાખ-વાનું કામ ) (હવે) તમોને સજાવાર નથી=વંદીદાદ પરગરદ ૧૮.

"For I do nothing but go about persuading you all old and young alike not to take thought for your persons, or your properties, but first, and chiefly, to care about the greatest improvement of your Soul."—*Socratis Apology.*

(*See The Art of Noble Living*)

એક નવી સોનેરી સહવાર પડવાનો વખત નજદીકમાં છે. તે સહવાર પડવા સાથે સાથે એક **અષોને મહાન પેગંબરનું આગમન** આ દુનીયા ઉપર થશે. તે માટે **પુર્વનું તારામંડળ** લગભગ ૧૦૦,૦૦૦ યોદ્ધાઓની મદદ લઇને સારી દુનીયા પર ચળવળ ચલાવી રહ્યું છે; અને તે મહાન સાહેબના આગમનની ખુશાલી ભરેલી વધાઇ સાથની યાદ આપતું રહ્યું છે. હવે પેગંબરના જમાનામા થઇ જવું એબી એક પુન્યવંતુ કામ છે. તે છતાં એક પેગંબર સાહેબને ઓળખીને તેવણના હમકાર થવું એ સઉથી પુન્ય-વંતા કામ માત્ર થોડાને નસીબે હોય છે. માટે આવા ભાગ્યશાળી ને પવિત્ર મંડળમાં જોડાઇને તમો બી એક મહાન પુન્ય હાંસેલ કરો.

જો તમો એ મંડળમાં જોડાવા રાજી હોવો તો પછી તે મહાન સાહેબને ઓળખવા પડશે. જે લાયક હશે તે સાહેબને ઓળખશે. એ લાયકાતની તૈયારી કરવા અષોઇના પાઠો ગોખતાં શીખો ! કારણ કે તે નામવર તો અષોના અષો છે. એટલા માટે તમારી પાસે અષોઇનો કાંઇ ખ્યાલ રજુ કરનારો આ કમતરીનનો અષોઇનો વિષય છે તેના ચાલુ વાંચનનો હવે મહાવરો પાડજો ! તથાસ્તુ !! આમીન !!!

ACKNOWLEDGMENT.

The author wishes to express his indebtedness to several well-known English Authors from whose works he has freely drawn the quotations that embellish this essay. Their contribution to this "Labour of Love" is laid along-side his own at the altar of Service in His Name.

(*D. D. Dordi.*)

# એક ખોલાસો.



સેવકે દોરડી અટક હેઠળ ઉર્ફે "મુલ્લાં જામાસ્પ" કરી લખેલું છે, તેનું જાણવું એ છે જે અમારી એ "મુલ્લાં જામાસ્પ"ની અટક અસલ-વારેથી છે, તેની ઉત્પતિ એવી છે કે દીલ્લીના શાહ જેહાંગીરે ઈ. સ. ૧૬૧૮માં હીદના દાદા દાદાભાઈ નવરોજીના હમારાં કુટુંબના વડવા ચાહજી કામદીનને એકસો (૧૦૦) વીંઘાની જાગીર તથા **"મુલ્લાં જામાસ્પ"**નો ખેતાબ બક્ષેલો હતો. એટલા માટે જે મુલ્લાં જામાસ્પની નામીથી અટકથી અમારા વડીલો ઓળખાતા હતા તે માનવંત અટક પાછી અમારા કુટુંબમાં તાજી કરવાને માટે સેવકે શરૂઆત કરી છે.

(વધુ માટે જુઓ ડૉ. જીવનજી જમશેદજી મોદી બી. એ. પી. એચ ડી., સી. આઇ. ઈ. નો ધી રોયલ એશીયાટીક સોસાયટીમાં વાંચેલો રેસાલો) *

બીજુ વાંચનાર સાહેબોનું એક ખાસ ધ્યાન ખેંચવાનું છે કે સેવકના તેમજ મારા મરહુમ સુરબીજી એ૦ દાદાભાઇ ખરશેદજી દોરડીના પ્રગટ કરેલાં પુસ્તકો બાબે વારંવાર માગણી થાય છે પણ દલગીર છું કે તેવી માગણી પુરી પાડવાને હાલે કોઇબી જાતના પુસ્તકો અમારી પાસે મુદલ છેજ નહીં. માટે ભવિષ્યમાં કોઈ સાહેબોએ એવી માગણીઓ કરવાની મુદલ તસદી લેવી નહીંજી.

**નવસારી.**

**લી૦ દીનશાહ દાદાભાઈ દોરડી**
**( મુલ્લાં જામાસ્પ )**

---

* The Journal of the Bombay Branch of the Royal Asiatic Society Vol XXV of 1920-21.

# અષોઇ.

"અષોઈ યાને પવિત્રાઇ બે જાતની છે, એક ખરી યાને ભીત્તરની અને બીજી ઉપર, ઉપરની યાને બાહેરની"

"ખરી અથવા ભીત્તરની અષોઈ તે છે, કે જે દીલને બદી સાથે વળગવા દેતું નથી, અને તે ખરાબ વિકારોથી દીલને સાફ કરે છે. દાખલા તરીકે દીલમાંથી ગુસ્સો [અહંકાર] શહેવત (લોભ) વગેરેના ખ્યાલોને કાઢી નાખવા, એ ભીત્તરની અષોઈ કહેવાય.

*"ઉપર ઉપરની અથવા બાહેરની અષોઇ તે છે કે જે માત્ર બાહેરથી જે કાંઈ મેલું અથવા બુરૂ દેખાય તેજ સાફ કરવામાં આવે. દાખલા તરીકે ગંદકી, નસો પલીદી વગેરેને દુર કરવું."=દસાતીર

"પવિત્રાઇ એ માણસને માટે જન્મથીજ સઉથી સરસ ચીજ છે" —વંદીવાદ ફ. ૫-૨૧

"કોઇ બી શખ્સ સારી મનશ્ની, સારી ગવશ્ની, તથા સારી કુનશ્નીથી પોતાના અંતઃકરણને પાક કરે છે."=વંદીદાદ ફ ૫-૨૨

Perfection is the measure of heaven and the wish to be perfect the measure of man=The Family Herald March 1920

We believe that every man ought to be a temple of living God. The life of a soul is sacred in every stage of its existence=Mazzini



## અષેમ વોહુનો અર્થ.

"અષોઈ એ સર્વથી સરસ નીયામત છે, અષોઈથી સુખ છે; સુખ તેને છે કે જે સરવથી સરસ અષોઈને ખાતર અષો છે."

એની મતલબ ધ્યાનમા લઈએ તો પછી ઉત્તમ પરેહજગારીએ આત્માનો જાણે ખોરાક છે. આત્મા સુખ શોધે છે; અને જેઓ અષોઈ અખત્યાર કરે છે, તેમને તે (સુખ) કુદરતી કાયદે મળે છે.

હવે જરા નીચે નજર નાખશો તો જણાશે કે અપોઇના અર્થનો પડધા એક વિદ્વાન લખનારે પોતાતા આજમાનાના પુસ્તકમાં અનુભવ મેળવીને કેવી રીતે પાડ્યો છે!

" Happiness is the *Natural* and the *Normal*; *it is one of the concomitants of righteousness.* Righteousness in its analysis is living right relations with the laws of our own being If we are making even a descent effort to know and to observe these laws happiness in the main will be our portion =Wining of the Best p. 96 (James Allen)

## અપોઇથી ગુજરવામાં આવતી જીંદગીના ફાયદા.

And what is permanent in Life! What is essential? Virtue alone is permanent; character is essential So simple is life when it is free from all superfluities and rightly understood and lived, that it can be reduced to a few unmistakably easy to be understood though hard to pratise principles; and all great minds have simplified life. Buddha reduced it to eight virtues in the pratice of which he declared that men would acsquire perfect enlightenment; and these eight virtues he reduced to one, which he called Compassion. Confucius taught that the perfection of knowledge was contained in five virtues and these he expressed in one which he called Reciprocity, or Sympathy; Jejus reduced the whole of life to the principle of Love. Compassion, Sympathy and Love, these three are identical How simple they are too! Yet I can not find a man who fully understands the depths and heights of these virtues; for

who so fully understood them in practice, he would be complete perfect divine. There will be nothing lacking in him of knowledge and virtue and wisdom.

"Wise men govern their lives by a few simple rules. A life governed by the central principle of love will be found to be divinely consistent, in all its details. Every thought word and act will fall into its proper place and there will be no conflict and confusion"

A Buddhist saint was asked "what is the most fundamental thing in Buddhism?" The saint replied, "The most fundamental thing in Buddhism is to cease from evil and learn to do good." "I did not ask you," said the learned man, "to tell me what every child of three knows; I want you to tell me what is the most profound, the most subtle, the most important thing in Buddhism;" said the saint, "it is to cease from evil and learn to do well." It is true that a child of three may know it, but grey-haired old men fail to put it into practice"

= The Life Triumphant by James Allen p. p. 55-56.

આગળ ચાલતા આપણે વાંચીએ છીએ કે,

The simple hearted, the true hearted the virtuous and the wise, are no longer troubled with doubts and fears about the future, and the unknownable. They find in virtue an abiding security, they find in Truth an illuminating light which, while it reveals to them the true order of the facts of life, throws a halo of divine promise about the abyss of the unknown; and so they are at rest.

"Simplicity works untramellod, and becomes greatness and power. Suspicions, bewailings, doubts, and fears–all these things, 'and the freed man, strong, self possessed, calm and pure, works in unclouded assurance, and inhabits heavenly places.

(Dito) p. p. 59-60

" The triumphant Life is for him whose heart and intellect are attuned to lofty virtues. He must make his thought logical, sequential harminious, symetrical. He must mould and shape his thinking to fixed principles, and thereby establish his lifo on the sure foundation of knowledge.

" Virtue is not only of the heart it is of the intellect also. And without this virtue of intellect the virtue of the heart is imperilled.

"The highest flights of speculation pleasing as they are–reveal no place of rest, and the strained mind must return to facts and moral principles to find that truth which it seeks. As the soaring bird returns for refuge and rest to its nest in the rock, so must the speculative thinker return to the rock of virtue for surety and peace." = Mr. James Allen in the Life Triumphant. p. p. 62-63.

——:(o):——

**અષોઈનું મૂળ હોમ!**

[ અએ હોમ ! ] ખરેખર (તું) અષોઈનું મૂળ છે"—ઈજશ્નેનો

હા. ૧૦–૪.

———

હોમના ઘણા મીનીંગ થાય છે. આપણે અહીંયા તેનો અર્થ **મીનોઈ જ્ઞાન** લઈશું.

ત્યારે અષોઈ સંપાદન કરવી હોય તો પહેલાં મીનોઈ જ્ઞાન સંપાદન કરો.

કારણકે જ્ઞાન એ બળ છે. એ બળ મેળવો તો પછી તેનો ઉપયોગ અષોઇથી કરજો.

આગળ ચાલતાં એજ હાના ૬ ને ૭મા ફકરાઓ તરફ નજર પુગાડીશું.

૬—"(હોમની) વખાણ કરવામાં આવે છે, ત્યારે હોમ ઉગે છે, એટલા માટે જે શખ્સ તેને વખાણે છે, તે ઘણોજ ફતેહમદ થાય છે. અગે હોમ! (તારૂ) સઉથી થોડું નિચવીને રસ કાઢવાનું કામ, અગે હોમ! (તારી) સઉથી ઓછી વખાણ, અગે હોમ! (તારૂ) સઉથી ઓછું પીવું (એ) દેવોનો હજાર ઘણો નાશ છે.

૭—"જે જે જગ્યાએ તંદુરેસ્તી આપનારા હોમને (કોઇ) ખચીત લઇ જાય છે, તથા જે જે જગાએ (કોઇ) ખચીત તેને વખાણે છે, તે ઘરમાંથી દેવોથી ઉત્પંન થયલી (તમામ) ગલીચાઈ એકદમ નાબુદ થઇ જાય છે, તથા તેના ખાનદાનમાં તેમજ તેના મુકામમાં જાહેર રીતે સુખ તથા તંદરેસ્તી (આવે છે)."

ઉપલાનો સાર એ છે, કે મીનોઈ જ્ઞાન મેળવવા પાછળ ઓજર-ખાહીથી અને નેક મનસ્નીથી મંડીને જાણે તેને (મીનોઈ જ્ઞાનને) આવકાર આપવામાં આવે છે, ત્યારે તે શખ્સ પોતાની મુરાદમાં ફતેહ મેળવે છે. માત્ર મીનોઈ જ્ઞાન થોડું ઘણુબી સંપાદન કીધું તો પછી અજ્ઞાનતાને લીધે થતી ખરાબીઓ અટકી પડે છે............અને આખરે તેનો સાક્ષાત પુરાવો એ મળે છે, કે તે માણસને તંદરેસ્તી આવવા ઉપરાંત તેની આસપાસનું કુટુંબ વટીક સુખ અને તંદરેસ્તીના આસિરવાદોથી ભરપુર બને છે, એના ટેકામાં ઇજિશ્નેનો હા ૫૭–૧૪ તરફ જરા નજર દોડાવીશું:—

"જે (શખ્સ)ના ઘરમાં અશો, ફતેહમંદ, (તથા) તૃપ્ત થયલો અશો સરોશ ઇજદ માન પામેલો હોય છે, તથા (જે શખ્સના ઘરમાં વધારે નેક મનસ્નીવાળો, વધારે નેક સખુન બોલનારો, (તથા) વધારે નેક કામ કરનારો અશો માણસ હોય છે, તે ઘરમાંથી, તે મોહોલ્લામાંથી, તે કસ્બામાંથી (તથા) તે દેશમાંથી દુષ્ટ (તથા) નાશકારક (આફતો અથવા) અડચણો દુર જાય છે."

આવું અવસ્તાનું મોતેબર વચન છે, જે આપણે તો ખરાં માન સહીત કબુલ રાખીએ છીએ; પણ તેને વધુ ટેકો આપવા સારૂ બાહેર નજર ફેંકતા આએ જમાનામાં અષોઇના ઉસ્તાદ એટલે જીંદગી દરમ્યાન અષોઇ પાળીને અષોઇના વહેવારૂ અનુભવ જાહેર કરી ગયલા મરહુમ જેમ્સ એલનને પોતાની સાહેદતો રજુ કરવા દઇશું:—

Where there are no violent passions there can be no tragedy, no disaster no catastrophe, When humanity has attained to inward harmony and peace it will bo free from all those forms of violence which now devastate the world and scourge human kind with grief and lamentation.

"Materlink perceives this truth clearly for in his 'Wisdom and Destiny' says:-

"Fatality shrinks back abashed from the soul that has more than once conquered her; there are certain disasters she dare not send them forth when this soul is near.

જુઓ આ ગોખી રાખવા જોગ કેવા સુંદર શબ્દો ' તેઓ આપણા અવસ્તાના ઉપલા પવીત્ર કોલમોનો જાણે બોલે બોલનો તરજુમો છે ! તેનો આબેહુબ પાક્કો પડઘો પાડી બતાવે છે '

આગળ ચાલતાં હવે જાણે તેનો વિસ્તારીને સાર રજુ કરવામાં આવેલો લાગે છે.

"........The mere presence of the sage suffices to paralyse destiny; and of this we find proof in the fact that there exists such a drama where in a true sage appears, when such is the case the event must needs halt before reaching bloodshed and tears. Note only is there no drama wherein sage is in conflict with sage; but indeed there are very few whose action revolves round a sage.

And truly; can we imagine then an event shall turn into tragedy between men, who have earnestly striven to gain knowledge of self? It is rarely indeed that tragic poets will allow a sage to appear on the scene, though it be for an instant. They are afraid of a lofty soul, for they know that

events are no less afraid; and were heroes to soar to the height, the real hero would gain, their weapons would fall to the ground, and the drama itself becomes peace—the peace of enlightenment."

"It is a significant fact that while Shakespeare depicted nearly every type of character, he never brought a sage into his drama. The truth is that his tragedies could not have taken place in the presence of a sage. Their outward violence stands related as effect to the hidden cause of disordered and conflicting passions. The sage has lifted himself above such disorder and conflict and such is the power of his harmonies and tranquil spirits that in his presence the passions of others will be calmed and subdued, and their approaching tragic issue averted'=Men and Systems by James Allen. p. p. 34-35

### સચ્ચાઈ હમેશાં તકનારી છે.

'Hour after hour, like an opening flower,
Shall truth after truth expand;
For the sun may pale, and the stars may fail,
But the Law of Good shall stand.
Its splendour glows and its influence grows,
As nature's slow work appears.
From the zoophyte small to the Lords of all
Through Kalpas and Crores of years"
=Light of Asia.

હવે સચ્ચાઈને લગતાં એકુએ વધુ ઝવેરો હાલ તુરત ગોખી જઈએઃ--

"*Things serve him who serves* Truth, people seek guidance of him who is master of himself"-The Life Triumphant p. 46.

Good is not defeated, Justice is not set aside. Whatever man may do justice reigns; and its eternal throne can not be assailed and threatened much less conquered and over thrown; and this the source of the true thinker's abiding repose. Having become righteous he perceives the righteous law, having acquired Love, having conquered evil he knows that good is supreme.

"Virtue can not be shaken, Virtue can not be confounded; Virtue can not be overthrown He who thinks in accordance with virtue who acts righteously, whose mind is the servant of Truth, he it is who conquers in life and in death, for virtue must triumph and Righteousness and Truth are the Pillars of the Universe=The Life Triumphant.

(James Allen)

---

## હવે અષોઈ એટલે શુ ?

---

અષોઇના ઘણા અર્થ થાય છે. જે કાંઈ સારૂ, ભલુ હોરમજદ તરફ પહોંચવાનો માગં મોકળો કરનારૂ હોય તે સર્વનો સમાવેશ અષોઈ શબ્દમાં થાય તો તેમાં કાંઇબી ખોટું ગણાશે નહીજ. એવો એનો ખોહોળો અર્થ થતો હોવાથી આપણે સમજવાની તજવીજ કરીશું.

અષોઈ = પવિત્રાઈ, ચોખ્ખાઈ (તનની, મનની)
,, = કુદરતની નરી હાલત ( *Virgin purity* ); અતિશ્ય ડાઘ વગરની સ્થિતિ.
,, = પારદર્શકતા
,, = અખંડ તંદુરસ્તી
,, = અખંડ ખુશાલી
,, = અખંડ ઝળકાટ
,, = અખંડ જાતિ ભોગ

" = અખંડ અગમ્ય જ્ઞાન
" = અખુટ શકિતનું મુળ
" = અખંડ શાંતિનું સાધન
" = ઝળકાટ મંદ, આતશી તેજદાર દુનિયાનુ પાસુ
" = સ્પેનામીનો તરફ નમતું રાખનાર ચાવી
" = સ્પેનામીનોનુ બીજુ સ્વરૂપ
" = સત્વ ગુણ
" = ખરૂ અસલ મુળ સત્વ
" = અર્ક
" = આધાર રૂપ પાસુ
" = આપી દેવું અર્પણ કરી દેવાનું કામ
" = દુર્ગુણ કે પાપ સાથે કદી આમેજ થનારી શકિત.
અષોઇ = મીનોઇ જ્ઞાનની ચાવી
" = ગરોથમાન બેહેસ્તની કુંચી
" = અમર્ગીનો પાયો
" = ઇશ્વરી આનંદનુ મુળ
" = The Law
" = Natural (Order)
" = Primeval (Order)
" = Universal law or order
" = Providential order
" = માર્ગ (*The Path*)
" = Protection of the *Poor*
" = Shield of the Virtuous
" = Support of the Innocent
" = Virtue incarnate
" = નિયમ
" = સુખ
" = The Path of Return

„ = The Upward Journey

„ = The Divine Path

Virtue is knowledge (Plato) Therefore "Knowledge is Power" (જ્ઞાન એ બળ છે)

**હવે અષો તે કોણ?**

અષો = Pure (પવિત્ર)

„ = વિદેહી; જીવન મૂક્ત

„ = મનુષ્યના સાત દેહ અથવા કોષો પર સત્તા ચલાવનાર

„ = સાત (અથવા નવ) ભુવનો જીતનાર

„ = હોશ બામ (મીનોઇ હોશ)નો ધણી

„ = હોશ પામેલો (Enlightened)

„ = જ્ઞાની

„ = મીનો ડહાપણને પુગેલો

„ = તારણુ કરનાર

„ = ગરોથમાની

„ = અહુરમજદનો હમકાર

„ = આનંદ પ્રાપ્ત થયલો

„ = આનંદ પ્રાપ્ત કરનાર

„ = તદ્દન વૈરાગ્ય ઉત્પન થયલો ધણી

„ = સ્વતંત્ર રીતે રાજ્ય કરનાર

„ = અગમ્ય જ્ઞાન ધરાવનાર

„ = સ્પેન્તો મૈયન્યુશના કારોબારમાં પૂર સત્તાથી રાજ્ય કરનાર

„ = નિર્દોષતાનો નમૂનો

„ = એરેહેમન સામે લડનાર બહાદુર લડવૈયો

„ = પ્યારનું પૂતળું

„ = ઉમદા બાતિબોગો આપનાર **(ઇજશ્ને કરનાર)**

„ = મહાત્મા

„ = સર્વથી ખુબસુરત

„ = જેને Heart & Intellect બન્નેની એક સરખી પાંખો ઉગેલી એવો **નરં**

„ = શિક્ષાગુરૂ
„ = સ્પેન્તા મૈન્યુશની બલી પેદાએશનો પિતા
„ = સંભાળનાર
„ = રેહાબર
„ = મહાન લઠવૈયો
„ = Diamond soul ધરાવનાર (હીરો)
„ = અમરગીએ પુગેલો
„ = અમૃતપાન પીધેલો
„ = એરીયન ખોરેહવાળો
„ = કયાન ખોરેહ ધરાવનાર
„ = બુલંદ તેજસ (ખોરેહ) વાળો
„ = અમશાસ્પંદોનો દોસ્ત
„ = ગરીબોનો વાલી
„ = નિરદોષોનો પિતા
„ = નબળાંઓનો પહેલવાન (*Sir Knight*)
„ = સર્વસ્વ પામેલો
„ = સર્વ વ્યાપક થયલો
„ = વખતને જમાનાની અસરથી પેલે પાર ગયલો
„ = વખતને જગ્યાના બાંધથી મોકળો થયલો
„ = ધર્મ સંજીવન કરવામાં આમળ પડતો ભ્રામ ભજનારો
„ = ચિનવંત પુલ પસાર કરી ગયલો
„ = ચિનવંત પૂલ પસાર કરાવી અષોના રવાનોને બુલંદ રહા બતાવનારો
„ = દરેક મૂશ્કેલી તારનારો
„ = દરેક મુશ્કેલી સમજનારો
„ = સંપુર્ણતાએ પુગેલો
„ = ખરેખરા દુ:ખી (પાપી) બહનોને છુટકારો કરનાર રહાબર મેળવી આપનારો
„ = નેકીનો કરનાર
„ = ખુબીનો ગાનાર
„ = સર્વથી ઉજ્જમી

,, = સર્વથી નમ્ર
,, = સર્વથી આગળ પડતો ભાગ ભજનાર
,, = સર્વથી તાબેદાર
,, = માતા કરતાં બી અધિક પ્યારથી મીનોઇ જ્ઞાનમાં કમ તાંકાતોને ઉચ્છેરનાર
,, = વહાલામાં વહાલો
,, = સર્વથી વફાદાર
,, = દીલસોજમાં દીલસોજ
,, = ફીદા થયલા દીલવાળો
,, = સત વચની (ગાયનમા કહે છે કે ગુરૂકા વચન સાચા)
,, = નિષ્કામી જીંદગી ગુજારનાર
,, = તમામ આશીર્વાદોથી ભરપુર
,, = સર્વ આશીર્વાદો આપનાર
,, = સર્વની આશા (ભલી) બર લાવનાર
,, = શાંતિ (Harmony) ઉત્પન્ન કરનાર
,, = નીરિતમાંથી હસ્તીમાં જવાનો પાઠ શિખાડનાર
,, = ખોદા જેવી ચીજ તેમ મીનોઇ દુનિયા હસ્તી ભોગવે છે એ મહાલ છે (Impossible છે) એવી જડવાદી માન્યતા તોડીને તે Possible છે; શકય છે એવું પુરવાર કરી દેખાડનારા મહાન ગુરૂ અથવા ગુરૂઓ

છેવટે કહીશું કે:—

"ગુરૂ ગોવિંદ દોનો ખરે,
કીનકુ લાગુ પાય,
બલિહીઆરી ગુરૂ દેવકી
જીનને ગોવિંદશો બતાય"
=કબીર.

હવે ઇંગ્રેજી ફકરા તાકીશું:—

"O rich and various man! thou palace of sight and sound, carrying in thy senses the morning and night, and the unfathomable galaxy; in thy brain the geometry of the city of God; in thy heart the power of love and the realms of right and wrong" = Emerson

Without a clear and full recognition of our nature as self conscious and self-determining, noble living is impossible. It is because it is not recognised that men drift on, careless of their conduct and heedless of their fate = The Art of Noble Living p. 24.

What a piece of work is man! How noble is reason; how infinite in faculties in form and moving, how express and admirable! in action, how likean angel! in apprehenson, how like a God! the beauty of the world! the paragon of animals != Shakespeare.

---

From harmony, from heavenly harmony,
This universal frame began;
From harmony to harmony,
Through all the compas of the notes it ran,
The diapson closing full on man,
=Dryden

—:-0-:—

## આ તકદીલી દુનિયાનો પાયો શાપર રચાયલો છે?

---

"આ ક્ષણભંગુર જીંદગી, જે તેમ છતાં હમેશગી ઉપર રચાયલી છે; તે દરમ્યાન નજીવી અને તકદીલી બાબતો ઉપર મનને અતિસ્ય રોકી રાખવામાં આવે છે; અને જે બાબતો બળવાન અને હમેશગી સુધી ટકનારી તેની ઉપર કાંઇ નામનુજ ધ્યાન આપવામાં આવે છે, એવી રીતે એ બાબે ઇસારો કરતાં અથવા નોંધ લેતાં ઘણી દલગીરી પેદા થાય છે. શીખેલા, ભણેલા વિદ્વાન માણસો, જે કેતાબો જે ઘણાજ થોડા વખતમાં ભુલી જવાશે તે બનાવા પાછળ દહાડા અને વરસો સુધી જબરી જેહેમત ખેંચી રહે છે, તે છતાં તેઓ પોતાના રવાનની ખીલવણી કરવાનું કામ વિસારી મુકતા લાગે છે, જે રવાન તો હમેશગીની ખરેખરી કેતાબ સમાન છે. વળી

ચિતારાઓ ઘણુંજ હુન્નરમંદીના ભપકાદાર પીકચરો કેનવાસ પર ચિતારવાને ઉત્સાહી રીતે સખ્ત જંજાળ માથે ઉઠાવે છે; તેમજ વળી પથ્થરના બાવલાં કોતરનારાઓ, હુન્નરમંદીઓનું અતિશ્ય ખેંચાણકારક રીતના આકારમાં મારબલ પર કોતરકામ કરી બતાવવામાં પોતાની શકિત રોકાયલી રાખે છે; જ્યારે તેમના માનસાઇપણાની હાલત તો આગળ વધારો કરવાથી અટકી પડેલી અને બદસૂરત (બનેલી) લાગે છે.

"(એજ પ્રમાણે) મહાન ગવૈયાઓના અંતરમાંના મીનોઇ રવાનો (અંતર આત્માઓ)માં કઠોર રીતની અશાંતિ માલમ પડે છે; અને મહશુર કવેશ્વરોની મનની કલ્પના તેઓની અંગત (ખાનગી) તવારિખ (જીંદગી ગુજારવાની રહા રીતીની વીગત) તપાસી જોતાં ઘણીખરી વાર તે તેઓની કીર્તિને ઝાંખ લગાડે તેવી જણાય છે.

"બીજા હાથ પર વળી ધંધાદારી માણસો પૈસાના રૂપમાં દોલત જમા કરવાની જહેમત ઉઠાવી રહે છે. પણ ઘણીખરી વાર એમ બનતું લાગે છે, કે જેમ જેમ સોનાનો ઢગલો મોટો થતો જાય છે, તેમ તેમ તે (ખરેખરો મીનોઇ) માણસ તો નાનો થતો જાય છે. [નીતિ રીતિમાં ઉતરતો જઈ પોતાના રવાનનું પોષણ કરતો અટકી પડી તેને ભુખે મારતો થાય છે.] અફસોસ !

"that so many
With low thoughted care
Confin'd and pastere'd in this pinfold here,
Strive to keep up a frail and feverish being,
Unmindful of the crown that virtue gives,
After this mortal change, to her true servants."

"આપણે આપણી જીંદગીના ધણી છીએ, તેને જેમ મરજી પડે તે વલાણ આપી શકવાની હાલતમાં છીએ, તેનું બાંધકામ આપણી નેમ અને કલપનાના પ્રમાણમાં ઉભું કરવાને માટે જે કાચી વસ્તુઓ જોઇએ તે આપણી આસપાસ તૈયારજ છે. તેથી હવે ઉજમ ધરીને એક (ખડબચડું) ઝુપડું તો નહીં પણ એક (સુંદર રચનવાળું) દેવળ ઉભું કરવું જોઇએ; ફકત અચાનક સંજોગોને આધિન થઇને અસ્લટપ્પે ઉભું કીધેલું એક બાંધકામ તૈયાર કરવાનું નથી; પણ એક એવી રચનાવાળી ઇમારત ઉભી કરવી જોઇએ છે, જે ભપકો, ઘાટ-ઘટમ અને ખુબસુરતી ધરાવી શકે.

"હવે જે કાચી વસ્તુ ઉપર આપણે જે બાંધકામ ઉભું કરવા માંગીએ છીએ તે ગમે તો એક સાધારણ પથ્થર જેવું હલકી કીમતનું કાંય નહીં હોય ? તેને જો આપણે પાંખ આપીએ છીયે, એટલે તે વળી એક ઉંચે જતું બાંધકામ ઉભુ કરીએ છીએ, તેથી તે બાદશાહી કઠેરાવાળો ગુંબજ અથવા ઝાલર–ઝુલર સાથના કંગુરાના આકારમાં તે ઉંચે આકાશમાં ચઢતો જણાય છે.

"દેવ અને દૈત્યો, વનદેવ અને શીકારી પક્ષીઓ તેની બહારની દીવાળો આગળ ભટકતાં અને દાંત કચકચાવતા હોય છે, તોપણ તે દેવળ માંહેલા ખુણેખુણા તો સંત સાધુઓ, ધર્મને ખાતર દુઃખ ખમનારા, ફરેસ્તાને પવિત્ર જનોથી ખીચોખીચ થયલા હશે. જે સથળો ઉપર ઉંચી જગ્યાએ તખ્તે બીરાજેલો કાઈસ્ત (મહાન રૂહ) તો જેઓ વિશ્વાસ રાખે અને આગળ વધારો કરવા માટ દ્રઢ ઇચ્છા કરે એવા જીવોને પોતાના આસિરવાદોથી તર કરી નાંખતો જણાય છે.=The Art of Noble Living p. p. 25–26.

આગળ જતાં એજ મોતેબર કેતાબમાં હાલની ગુજરાતી જીંદગીની જે ઝાંકણી કાઢેલી છે, તેના મુળ શુંદર શબ્દોજ રજુ કરીશું:—

"અરે ઓ ! માનસિક દુન્યાની ખુબસુરતી, તે તાલ સુરને બંધબેસ્તી આવતી મધુર રચાયલી સ્થિતિ અને જાતજાતની લાગણીઓનું સ્વરૂપ તો જુઓ ! તેનામાંથી દુઃખના પડતાં આંસુઓ છતાં, તેને એક બહેસ્તના સ્વરૂપમા તો જુઓ ! તેનામાંથી દુઃખના પડતાં આંસુઓ છતાં, તેને એક બહેસ્તના સ્વરૂપમાં ફેરવી નાખવા સારૂ તેને શાની જરૂર જણાય છે, સિવાય કે એક **ભલી જીંદગી ગુજારવાની ?**

"આવી ભલી અને નેક જીંદગી ગુજારવાની કોતાઇને લીધે કુટુંબી પવિત્ર અથવા ચોખ્ખી હાલતો જોખમાય છે, અને તેને કલંકના ડાઘ લાગુ પડે છે, અને બચપણુની નીરદોષ જીંદગીના બહેસ્તમાંના ગોલાબને હજુરતો તે ખીલતી કળીની શરૂઆત કરે એટલામાંજ સડો લાગુ પડી જાય છે. આવી રીતની ભલી જીંદગી ગુજારવાની કોતાઇને સબબેજ માણસો ચોર બને છે, ચાપલુસી કરે છે, અને પોતાના સ્વાનોને લગતાં કીમતી ઝવેરાતને કાદવમાં હોમાવે છે, જેથી તે કોઈ ડુકરને પગ તળે રગડાય !

"આવી ભલી જીંદગી ગુજારવાની કોતાઇને સબબેજ સ્ત્રીઓ ફાકત બને છે, અને પોતાના વિચારો જુદા અને બહારથી ઢોંગ કરવાનું જુદુ

એવા પાઠ ભજી બતાવે છે; અને ફેકતની પીરીઆરીઓ પાછળ પોતાના જીવ ખાલી પટકી નાખે છે, અને અદેખાઇના આતશી કીડાને ઉચ્છેરે છે, જે પછી શાંતીના ફળમાનો અંદરનો ગર કોતરી ખાઇ જાય છે.

"આ ઉમદા જીંદગી ગુજારવાની કોતાઇનેજ સબબે વધારે હલકી ખાસ્યત ધરાવનારા ધંધાદારીઓ ગરીબોના મોઢાંને જાણે ઘંટીમાં પીસી નાખે છે, અને પીળી માટી જેને તેઓ સોનું કહે છે, તેની ભુખ ભાંજવા માટે પોતાની ઈજ્જતને વેચી દે છે.

"આ ઉપલા સદગુણની ગેરહાજરીમાં પુરતી સંપજ-સંપતિ હોવા છતાં હજારોની સંખ્યા ભુખમરો સહેવે છે; અને જયાં વિવેક અને સત્યતા સાથની નીતિરીતની હસ્તી ભોગવતી નથી, ત્યાં તાપવાળી અંધારી ગુફાઓ અને ગંદીલી ગલી-ગુંચીઓમાં સખુરી અખત્યાર કરવા સાથની જીવતોડ મેહેનતને ઘુસાડી દેવામાં આવે છે.

"ઉપલાજ સદગુણની માત્ર કોતાઇના સબબે નબળાઓ પગ તળે રગડાય છે, અને નિરદોષોને ફસાવવામાં આવે છે; અને નાચાર-બેચાર તથા બચાવ વગરનાઓને દયાહીણ રીતે બાજુ હડસેલી મુકવામાં આવે છે.

"આનીજ કોતાઇને સબબે દુનિયાની પ્રજાઓ લડાઈ જેવાં શેતાન્યત ભરેલાં કામો કરવા માટે સુલેહ-સંપજથી રહેવાની રહા-રીતીઓ વિસારી મુકે છે, અને કરોડો અમર્ગ જીવડાઓ પોતાના ભાઈબંધોને મોહોત અને અંધકારમાં હડસેલી દેવાની પુરી મકસદથી શસ્ત્ર સજી તૈયાર ઉભા રહે છે.

"આની ગેરહાજથી કરી ગમગીનીના આંસુઓ તેમજ હાય-અફસોસથી ખાયેલાં ડચકાંઓથી આસપાસની ધ્રુજતી વાતાવરણ ભરાઈ જાય છે, અને સફેદ બાળો આવી બુઢાપો લાગુ પડેલો બાપ ગમમાં ને ગમમાં કબરવાસી થઈ પડે છે.

"આ ભલી જીંદગી ગુજારવાથી અળગ રહેવાના પરીણામે દેવળોના મુતવલીઓ પોતાનુ મીશન અથવા પવિત્ર ધારેલું કામ બજા લાવવામા નિષ્ફળ નિવડે છે. તેઓ ક્રોસનુ ચિન્હ જે જાતિ ભોગની નીશાણ છે, તેને દોલતની દેવીનો સોનાનો ધોળ ચઢાવે છે; અને જેને તેઓ પોતાના ખોદા વીંદ ગણે છે; તેણે જાહેર કરેલા પેગામને જીંદગીના મુળ પાયા સમાન ગણવાને ના પાડે છે.

"આની ગેર હાજરીમાં માનસિક આત્માનું દેવળ નુર ખોહી બેસી કાળુ માગી જાય છે, તેમજ ભ્રષ્ટ થઈ જાય છે, તેની અંદરની પવિત્ર

બુત્તીઓ બુઝાઇ જાય છે; તેમાનું યજ્ઞ કુંડ ઉંધુ વળી જાય છે, અને તેમાંનો પીલર (થાંભ) સાંપની લબ અથવા વિષ્ટાથી અને .એડર જેવા અઝદાહના ઝેરથી ખરાબ થઇ જાય છે. આજ કારણની કોતાઇને લીધે આખી પેદા કીધેલી જગત હમણા સુધી તો દુઃખના બોજા હેઠળના મારાથી બુમ બરાડા પાડતી અને કાંસતી-કરાંઝતી ચલુ રહી છે. તે ખોદાના દીકરાઓ (પેગમબરો)ના પ્રગટ થવાની (જન્મ પામવાની) (આતુરતાથી) રાહ જોતી લાગે છે; કારણ કે તેઓના આવવાથી જે માણસો રાજ સભાઓ દીપાવે છે, બજારની તેજી.મંદી હાથમાં રાખે છે; પેઢીઓનો કારોબાર ચલાવે છે, તેમજ મોહોલ્લાઓની ચળવળો પર દેખરેખ રાખે છે, તેઓ બધી જાતના દગા ફટકા, ગેર ઇન્સાફ અને ઘાતકીપણાથી અળગ રહી જીંદગીને મોભા ભરેલી અને બુલંદ પકિતની બનાવી શકે એવી રીતના સામર્થવાન થશે; અને જેઓ ઉલટા સંજોગોની અસર રદ બાતલ કરવા બા હીમતથી બહાર પડીને ઉલટા મારી રહેલા સંજોગોની સામા બળતવારીથી લડત ચલાવશે.

જે સંજોગો હાલે તો માણસ જાતના ભલાં અને માણસ જાતના સુખને માટેની મેહરબાની ભરી સામગ્રી સાથની અહુરમજદની સુંદર દુનિયાને નાચાર અને બચાવ વગરની હાલતમાના કરોડો લોકોનુ એક બંધીખાનુ, એક ચેપી રોગની હોસ્પીટલ, એક દોઝખાના આકારમાં ફેરવી નાખે છે! "અરે અમોને ભલી જીંદગી ગુજારવાનો ટેડાવ કીધેલાં માણસો લાવી આપો, અને ત્યારપછી હમો તમોને શેલીની નીચલી દીલ ઉશ્કેરનારી કવીતાની લીટીઓ ટાંકી બતાવવા દઇશું:—

The sin and sorrow of the world, the stream
Of evil gathered up from age to age,
With all its rocks and all its wrecks of life;
And men's hearts hardened, and the tender lips
Of women loud inwailing, and the sobs
Of children helpless, and the size of slaves
And priests with dead lies for the living truth,
And kings whose rights are in the people's wrong—
Would vanish at the gentle touch of love,
Like twilight glooms before the touch of morning."
=The Art of Noble Living p. p. 26-28.

A German thinker says, "God sleeps in the stone, dreams in the animal, and wakes in the man"=The Art of Noble Living p. 34.

"Oh, it is excellent
To have a giant's strength, but is tyranious
To use it like a giant"=The Art of Noble Living

**માણસ અને હેવાન વચ્ચે ફરક છે.**

"આપણી ઇંદ્રીઓ બાહેરની દુનિયામાં શું શું બનાવો બને છે, તેના હેવાલો આપણને પુરા પાડે છે પણ હેવાલો અથવા રીપોર્ટો લઇને તેઓ ઉપર મનન કરવાનું કામ તો મન બજાવે છે; અને ખુબસુરતીઓ શી છે, એક એક સાથના સંબધો અથવા વળગણો કેવાં છે, તે બાબતો ઉપર ધ્યાન પુગાડનાર તો માણસનું મનજ છે. જે લાયકાતો અથવા ગુણો ધરાવવાથી હેવાનો તદન બે નસીબ હોય છે."

"આપણી માફકની ઇંદ્રીઓ હેવાનો બી ધરાવે છે; પણ તેઓ તો જે આપણે જોઇ શકીયે છીયે, અથવા જે આપણે સમજી શકીએ છીયે તેમાનુ કશું કરી શકતાં નથી. બળદયો તો મોગરાં જેવાં ફુલો ચાવી ખાઈ જઈ શકે છે, પણ તેની મનોહરતા બાબે કશું જાણતો નથી. પણ સ્કોટલેંડમાં ઐશીયર જેવાં પરગણાનો એક ગામડયો, જેટલો એક ઇશ્વિરના વિચારથી કરી થંભ થઈ જાય છે, તેટલોજ તે એક ઘણુંજ નાનુ નમ્ર, કીરમજી રંગની કીનારીવાળું ફુલ જોવાથી તાજુબીમા ગરક થઈ જાય છે."

"બીજી બાજુ ગરૂડ પક્ષીની નજર આપણા કરતાં વધારે તેજ છે; પણ વાદળાંથી બની રહેલા મહેલો કે જેમની વચેથી તે હંકારી (ઉડી) જાય છે, તે મહેલોના નજરે પડતા બુરજો કે જેઓ આતશી રોશનીની ઝાલરો ધરાવે છે, તેઓ તેની સાથે કાંઈ વાત કરતા જણાતા નથી; અને તેને મનસે તો કોતરકામોના નાદર નમુનાઓ તો માત્ર ચાકના ટુકડાઓની ગરજ સારે છે.

"શીકારી કુતરાઓ અથવા હરણોના કાનો આપણાં કરતાં પણ હાબશ હોય છે, પહાડની બાજુએ તીણો અવાજ કરતાં પાણીના ઝરા બાબે, તેમજ મધુર અવાજ થવાની અંદર તેમને રસ ઉપજતો નથી. વળી વીજળીની ગર્જનામાં તેમને ખોદાના અવાજનો પ્રતિ ઉતર થતો લાગતો નથી. તેમજ બીથોવન જેવાનાં મધુર ગાયનો તો તેઓને મનશે ગુંચવાડાવાળા અને અર્થ વગરના અવાજોની એક બનાવત લાગે છે.

"એતો ત્યારે માત્ર મનજ એકલું છે, કે જે ઇંદ્રીઓ તેને જે રીપોર્ટો કરે છે તેમાંથી મનગમતો અર્થ ઉઠાડે છે, જે નીચલી ખાકી દુનિયા પાસેથી તેના ભેદ-ભરમો ખુંચવી લે છે, અને જે જયારે આ નીચલાં ભુવન પર તપાસ કરતાં થાકી જાય છે, ત્યારે તે અણુહદતા તરફ (મનની) પાંખો વડે ઉડી જાય છે; અને ખુદ આકાશ અથવા બેહેસ્તના છાપરાં હેઠળ પોતાનું રહેઠાણુ કરે છે. જયાં જયાંભી આપણે નજર દોડાવીએ છીએ ત્યાં ત્યાં માનસિક વિચારની સર્વોપરી સત્તાના પુરાવા આપણુને મળી આવે છે.

The peak is high and flushed
At its highest with sunrise fire;
The peak is high, and the stars are high,
But the thought of man is higher."

= The Art of Noble Living p. p. 34-35

**માણસ એક અસંતોષી જીવડો શા માટે હોય છે?**

There is an impulse in the soul which is the inspiration and the call of the supreme artist, and for this reason it is never satisfied with its work. Glorious are the structures which architects have reared; sweet are the songs which poets have sung; lonely are the faces which painters have transferred to the canvas; fair are the statues which the sculptors have struck from the marble, but the soul is dissatisfied with them, because it is greater to work. It cherished visions which excel achievement, and ideals which actualities only seem to mock. "Dwells," says A. M. Proctar—

Dwells within the soul of every artist
More than all his efforts can express,
And he knows the best remains unuttered
Sighing at what is called success.
No great thinker ever lived and taught you
All the wonder his soul received;

No truer painter ever set on canvas
All the glorious vision he conceived.
No musician ever held your spirit
Charmed and bound in his melodious
chains;
But be sure he heard and stove to render
Feeble echoes of celestial strains.
No real poet ever wove in numbers
All his dream; but the diviner part,
Hidden from all the world, spake to him
only
In tho voiceless silence of his heart.

= The Art of Noble Living p. p. 38-39

### મનુષ્યની મ્હટાઇ શા સબબે છે?

Not only by the power of his intellect, the glory of his imagination and the wealth of his affections is man throned above all meaner things and therefore, called to noble living, but also by these *moral faculties which link him with the moral universe* and with the holy God who reigns therein. Among all the creatures of this lower world man is the sole possessor of moral law. "This," says Aristotle, "is the distinguishing mark between man and the lower aminals, that he alone is endowed with power of knowledge good and evil, justice and injustice" =The Art of Noble Living p. 39

### હોનવરના કલામની ખુબી.

"શિખનારો (જો) ખંતી રેહીને (તે હોનવરનો કલામ) કલામ શિખે તો મોતથી તે બચે છે.' = ઇજરને હા ૧૯-૧૦

એ. કાંગા એ ઉપર ટીકા કરતાં જણાવે છે, કે "હોનવરના કલામોની ખુબીઓ બરાબર સમજીને જે શખ્સ બરાબર જીંદગી ગુજારે તે નાશ પામતો નથી, ઇઆને પોતાના મરણ બાદ બુલંદ બેહેસ્તમાં અમર રહે છે."

હવે સેવકનું આધિન મત એટલુંજ છે કે જ્યાં સુધી એક માણસ અમર્ગ જીંદગીને લાયક થાય નહી, ત્યાં સુધી તે જન્મ મરણના ચક્રાવામાં વિંટળાયા કરે છે, આવું તેનું વિંટળાયા કરવું એ તેની અમર્ગ આત્મીક જીંદગીની નજરે જોતાં, તેનામાના **ખરા ફુરૂશ** અથવા અમર તત્વના નાશ સમાન છે. એ ફેરા આંટી ખાતી વખતે તેમાનુ રવાન (અમર તત્વ) તો હમેશના મોત અથવા આફતકારક ઉંઘમાં સુતેલું હોય છે. તેમજ કોઇ વખતે હદથી જીયાદા એકલપેટાઇ ભરી જીંદગી ગુજારવાને સબબે તેમાના મીનોઇ તત્વો વિખરાઇ જવાનો ભય ઉત્પંન થાય છે. એવા કતોકતીના વખત દરમ્યાન વંદીદાદની ૨૨)મી ફરગરદમાં આશા બતાવવામાં આવે છે કે

" આએ ખરાબી થાય (અમરતત્વો વીખરાઇ છુટાં પડી જવાના ભયમાં આવી પુગે) તેની આગમચ, તથા એ ખરાબી થવાથી માંથરવાણી ભણવી પડે તેની આગમચ (ઓ મારા રવાન) તું (પોતાની મેળે) ઉગ અથવા પ્રગટ થા."

એ ઉપરથી જણાય છે, કે અહુનવર એ એવી બેકીમતી ચીજ છે, કે જે જો બરાબર તરીકતો સાથે ગુરૂના શિક્ષણ પ્રમાણે ભણવામાં આવે તો તેથી આત્મીક તત્વો પેલા શખ્સને હમેશના છોડી જતાં અટકે છે, ને પાછો પેલા શખ્સને પોતાના સુખરૂપ સ્વાધીનમાં લે છે. આવુ પાછો જીવ મુકવાનુ કામ અહુનવર ભણીને ખરેખરો યોજદાથ્રેગર બજાવે છે.

અરદીબેહેસ્ત યસ્તમાં જણાવે છે, કે " માથરવાણી ભણીને તંદુરસ્તી આપનાર બધા વૈદોમાં ઘણોજ તંદુરસ્તી આપનાર છે."——

આવી રીતે હોનરવરનો કલામ જે ઉત્તમ માથરવાણીનો બનેલો છે, તે નાશ થવાની હદે જઇ પુગેલા એક પાપી રવાનને સાજુ કરીને જાણે નવી જીંદગી બક્ષે છે, એ બાબે ગુપ્ત વિદ્યા શું કહે છે તે જોઇશું.—

**" This death is the gradual dissolution of the astral form into its primeval elements.........But the awful fate can be avoided by the knowledge of the Mysterious Name"—the "Word" [ Honvar ] say the Kabalists."**

**"Note—we cannot keep quoting a remark by Baron Bunsen in relation to the *Word* being identi-cal with the Ineffable name of the Masons and the**

Kabalists. While explaining the Ritual, some of the details of which resemble rather the enchanments of a magician than solemen rights, although a hidden and mystical meaning must have been attached to them—The mystery of names, the knowledge of which was a sovereignvirtue appears to have existed not only in Egypt but else-where. Traces are found in Cabala. It prevailed in the Greek and Asiatic Mythology."=The Isis Unveiled Vol. II p. 368.

"In ancient symbols we find therefore, several symbols, called letters, placed to gether to appear as a word," which word is never translated, and in some cases the pronounciation is said to be lost. There is of course no meaning to the word gramatically but its symbols separataly viewed, express all that which in more words can express—Music of the sphere (quoted in the Secret Doctrine Vol. II p. 95)

"There is another statment in the Isis Unveiled Vol II p. 368 on the subject. It is said that this terrible death may be sometimes avoided by the knowledge of the mysterious Name the Word. What is the Word, which is not a Ward but a Sound is, you all know. Its potency lies in the rhythm or accent. This means simply that even a bad person may by the study of the Sacred Science, be redeemed and stopped on the further destruction. But unless he is in thorough union with the Higher Ego he may repeat it parrot like ten thousand times a day and the Word will not help him.—The Secret Doctrine Vol III



## કુમત ભલો વિચાર.

અષોઇને અખત્યાર કરવા સારૂ સર્વથી પહેલી ચીજની જે જરૂર છે, તે સારા વિચારની છે. તે મુળ પાયા સમાન છે. તે આપણો રાહબર છે.

" By thought we rise, by thought we fall;
by thought
We stand or go, all destiny we wrought
By swift potency; and he stands,
Master of thought, and his desires command,
Willing and waving thousands of Love and Might
Shapes his high and in Truth's unerring Light.
=James Allen.

" A thought—good or evil, in time a habit—so runs life's law—what you like in your thought world, that sooner or later you will fine objectified in your life=Ralph Waldo Trine (in Character Building—Thought Power ).

" Thought is the force underlying all—your every act—every conscious act—is preceeded by a thought. Your dominating thoughts determine your dominating actions. The acts repeated crystalize them selves into habit. The aggregate of your habits is your character"=Character Building by R. W. Trine.

" Thoughts are forces. Each creates of its kind. Each comes back laden with the effect that corresponds to itself and of which it is the cause=Trine.

" Would you have in your body all the elasticity, all the beauty of younger years? Then live these in your mind, making no room for unclean thought, and you will externalize them in your body. "=Trine.

"To dwell upon the negative side is always destructive. This is true of the body, the same as it is true of all other things."—Trine.

The higher the life the more inspiring and helpful are the emanations that it continually sending out. The lower the life the more harmful is the influence it continually sends out to all who come in contact with it. Each one is continually radiating an atmosphere of one kind or the other,=Trine.

Keep your hand firmly up the helm of thought. In the bark of your soul reclines the commanding Master; He does but sleep; wake Him. Self control is strength; Right Thought is mastery; Calmness is power. Say unto your heart Peace be still=As a man Thinketh p. 52

"Life is but thought" = S T. Coleridge.

સારા વિચાર પછી સારા વચન બોલાય છે, ને સારા કામ થાય છે. જેને પરીણામે કેવા રૂડા ફળ ઉપજે છે, તે આપણી દુવા વીસ્પ હુમત નામની બંદગી પરથી જણાય છે.

વીસ્પ હુમતનો અર્થ.

તમામ નેક વિચારો, તમામ નેક સખુનો, (તથા) તમામ નેક કામો સારી બુદ્ધિથી થયલાં અથવા કીધેલાં હોય છે. તમામ ખરાબ વિચારો, તમામ ખરાબ સખુનો (તથા) તમામ ખરાબ કામો નેક બુદ્ધિથી કરવામાં આવેલાં નથી. તમામ નેક વીચારો, તમામ નેક સખુનો, તમામ નેક કામો તેના કરનારને બહેસ્ત મેળવી આપે છે. તમામ ખરાબ વિચારો, તમામ ખરાબ સખુનો, તમામ ખરાબ કામો તેના કરનારને દોજખ તરફ લઇ જાય છે. તમામ નેક વિચારો, નેક સખુનો ને નેક કામોનુ સેવટ બેહેસ્ત હોય છે, એ પ્રમાણે અશો માણુસને જાહેર છે."

ત્યારે હુમત, હુખ્ત ને હુવર્સ્તનું મુળ તે ભલી બુદ્ધિ છે જેની બુદ્ધિ ચોખ્ખી અથવા નિરમળ તેના વિચાર, વચન અને કામ પવિત્ર હોય છે.

આ બુદ્ધિ તે ડહાપણુ છે. તે મીનોઇ અંતઃકરણ કહેવાય છે. તે જેનામાં શુદ્ધ હોય છે, તેનેજ અશોઇનો માર્ગ સુઝ પડે છે.

આ બુદ્ધિ ત્યારે જ્ઞાનરૂપી અનુભવ પરથી તેનું ડહાપણ રૂપે સત્વ ખેંચનાર શક્તિ હોય છે. બુદ્ધિ તે બેહેમન અમુસારપંદ તરફની અક્કલે અવલનો દરેક આદમીમાં ઉતરેલો પ્રતીનીધિ છે. બેહેમનની મારફતે અષો સરોશ ઇજદ (ર્‌વાન પરની મેવકલ્ કરેલી શકિત)થી આપણે બસારત મેળવીએ છીએ. આ બસારતને ડહાપણ સાથે સંબંધ છે. આ બસારત ઘણી ઓજરખાહીવાળી ભલી નેમથી મ.ણુસ જાતને પાપમા પડવાથી સંભાળી લેવાની મતલબથી કરવામાં આવતી જણાય છે. ખરેખર આપણી મીનોઇ માતા તે બેહેમન છે, અને જ્યારે પવિત્ર ગાથા કહે છે, કે **"આ દુનિયાંમાં સઘળાં જીવજંતુઓ બેહેમનની મારફતે બચાવ મેળવે છે."** ત્યારે આ સઘળા બોલો તેને બંધબેસતા થઈ પડે છે.

હવે આપણામાં બેહેમનનો પ્રતિનીધિ તે બઓધંગ=બુદ્ધિ (મીનોઇ ભાન) (અંતકરણ) spiritual Consciousness છે. એટલા માટેજ કહેવામાં આવ્યું છે, કે—

If thou wouldst perfect thyself in knowledge, perfect thyself in Love. If thou wouldst reach the Highest, ceaselessly cultivate a loving and a compassionate heart."=The Might of Meekness (James Allen) p. 125.

"આએ બે (ખોરદાદ ને અમરદાદ અમશાસ્પંદ)ની મારફતે તેઓ (દીનના કામ કરનારા તથા નીતિવાન શખ્સો)ને બહુમન અમશાસ્પદના મુકામમાં (બેહેસ્તમાં) લઈ જવાનાં આવશે.=અહુનવદ ગાથા હા. ૩૨-૧૫.

બેહેમન ત્યારે પ્યારનું પુતળુંજ છે, તે સંપુર્ણ પ્યારનો નમુનો છે. એ સંપુર્ણ પ્યાર તે કેવો હોય છે તે આપણે જોઈશું:—

*Perfect Love.*

"The Children of Light, who abide in the kingdom of Heaven, see the universe, and all that it contains, as the manifestation of one Law,—The Law of Love.

"They see the Law as the moulding, sustaining, protecting and perfecting Power immanent in all things animate and in animate.

હોત, આનુભવ ન મેળવ્યો હતે, તો જેમ માણસ શિવાયની બધી જીવસૃષ્ટિ કે પછી નિરજીવ ચીજો કુદરતી કાયદે મુકાઈ–કુદરતી બચાવમાં રહી–કુદરતની સીધી રહાબરી મેળવ્યા કરે છે, અને એવી રીતે પરતંત્રતાને આધિન હમેશ રહે છે, તેમ માણસ જાતને રહેવું પડતે–તો પછી તેઓનો આગળ વધારો જેવું કાંઈ હતેજ ક્યાંથી ? તેઓનો પ્રકટીકરણનો માર્ગ હમેશ બંધ આગળ વધતેજ શી રીતે ?

પણ પહેલી બક્ષેસ કુદરતે આપણને જે મુકી આપી, તે મન અથવા વિચાર–શક્તિ હતી. તેથી આપણી પરતંત્રતાનો નિવેડો આવી ગયો, ને સ્વતંત્રતાનો સોનેરી દિવસ ઉગવાનો શરૂ થવા લાગ્યો. પણ મન મુકાવી સાથે દુનિયાના સઘળા કારોબારનો માણસ સખતમાં સખ્ત અનુભવ લઈને એક કહેલ વ્યક્તિ બને તેવા નિયમને આધારે તેની સામે લોભ લાલચો મેળાઈ. લોભ લાલચોમાં પડી તેમાં ચકચુર રહીને તે આગળ વધારો ન કરે એવા પક્કા ચંનતે આધારે તે મહાન પ્રભાતિ બાબે આપણને દુઃખો રૂપી મહાન ગુરૂઓ મેળવી આપ્યા. આવા–દુઃખો રૂપી મહા ગુરૂઓની સોટીઓના મારથી કોણ સીધો ન ચાલે ?

એક અડીએલ ગધેડું તેને સખ્ત માર ચાલુ મારવાથી થોડુંઘણું સીધ્ધુ ચાલે છે કારણકે મારની આગળ ભુતબી નાહાસે એવી કહેવત પણ છે; પણ બીજા હાથપર એક તેજી અરબી ઘોડો માત્ર તેના ધણીએ એક બંબાર માર્યો કે બીહી ધ્રુજીને સીધો ચાલે છે ! એટલે તેજીને ટુંકારો ને ગધેડાંને ડીફુ તે બરાબર છે. એટલે જ્ઞાન સંપાદન કરી સરળ માર્ગે જનારાઓની પીડા ઓછી હોય છે.

"સંસારમાં સરસો રહે ને મન મારી પાસ,
સંસારમાં લેપે નહીં, તેને જાણું મારો દાસ."

પણ આવી રીતે સરળ માર્ગે કેટલા જાય છે ? જેના કરમમાં આડું ફાટવાનીજ બદ ખાસ્યત હોય છે, તો પછી બાપડો કરેજી શું ?

મનનું સ્વતંત્રપણું આપી આ વિશાળ જગત ખેડી ખાવાને કુદરતે માણસને છોડી દીધો છે.

જે કુદરત હલકા વર્ગના પ્રાણીઓને પોતા હસ્તકના બંધન હેઠળ મેલીને તેની પાસે પોતાની મરજી મુજબ કામ લે છે. તેની Ideal [illegible]

શું હતી, તે હેવાનો જેવાના જે જાતિભોગોના દાખલા રજુ કરી શકાય છે તે ઉપરથી માલમ પડી આવે છે:—

## FISHES HAPPY HOME LIFE.

"The care and kindness, amounting in some cases to self-sacrifice, which many sea-creatures express in their 'home life' prove that they feel maternal or paternal love almost as much as human beings.

"There is a tropical shore-fish—the Gaff Topsail-which has only a few eggs and lives in places where the struggle for existence is keen. What is it to do? The male fish takes the eggs in his mouth and keeps them there until they are hatched. It must be difficult not to swallow them and he fasts all the time.

The same love is shown by the quaint fish called the Lamp-sucker or Cock Paidle—as he is known in Scotland—which lays a big bunch of reddish eggs in a corner of a deep rock's pool low down on the shore. Over this the father mounts guard, driving away intruders.

*Weeks without Food.*

His parental duties occupy him for several weeks, and observers say that while he is on guard he neglects his own meals.

Thus do also Marine Leech of skate sucker, British Star-fish, and Sea-snakes.=Tit Bits, 25-2-1922.

આ ઉપરથી સાફ માલમ પડે છે, કે કુદરત જો ચાહાતે તો માણુસ જાતપર સીધી સત્તા વાપરીને માણુસને ડાહ્યો, દોહોરો, અને જાતિભોગ આપનાર ઉત્તમ જીવ તરીકે ઉધારતે. પણ કુદરતે મનુષ્યને તો મનની ઉત્તમ બક્ષેસ આપી છુટો કરી દીધો. જો તેને પોતાના કાબુ હેઠળ રાખ્યો હતે, તો કોઇબી હેવાનો કરતાં આજે માણુસ જાતમાં નબેતર દેખાવ કરતી જંગલી જાતો જોવામાં આવે છે, અથવા તો વધારે સુધરેલી જાતોમાં એકલપેટા-પણાને સબબે જે અતિસ્ય હાય અફસોસ, મગજની અશાંતિ-લડાઇ મારા મારી વીગેરે ટંટા-બખેડા થાય છે તેવું કશું ન હતે.

એટલા માટે આપણે છુટાપણું ભોગવવાને છોડી મેલેલા માણસમાં જંગલી માણસથી આપણી તપાસ શુરૂ કરીશું.

એક જંગલી માણસની ખાસ્યત ભુખ લાગે ત્યારે ખોરાકની શોધમાં જવાની અને નહીં તો પછી ઢોરની પેઠે ઉંઘાવામાં સમાઇ જાય છે. કકડીને ભુખ લાગતાં તેઓ ભુખ્યાં વરની માફક ઝનુની બનીને ખોરાકની શોધમાં ટોળાબંધ ઉતરી પડે છે. અને જો કાંઇ પ્રાણીઓ શીકાર માટે મળી આવ્યાં હોય તો તેમ, નહીં તો બીજા જંગલી માણસોના ગામો ઉપર દરોડા પાડીને તેમની સાથે ઝનુની લડાઇ કરી તેમને મારી નાખીને પછી ખાઇ જાય છે. વળી એવું કહે છે કે જંગલી માણસોમાં કોઈ કોઈ વારજ સીક, ઘરડાંને અશક્ત માણસો જણાય છે. કારણકે તેમને તેમનો નાસ્તો થઇ જવાનો મોટો ભય રહે છે. કહે છે કે જો કોઇ માણસ બેગચોઘડીએ સીક પડયો તો તેના પર તુટી પડીને ત્યાંનો ત્યાંજ તેને પુરો કરી મુકીને તેનું માંસ ભુજી ખાવામાં આવે છે. એક દાખલામાં એક મીસ્નરીએ આવા એક જંગલી માણસને પોતાની બૈરીને કાપી ખાવા માટે ઠપકો આપ્યો, ત્યારે તે (જંગલી માણસ તો) ખુશી થઇને કહેવા લાગ્યો કે "તે મને બહુ મીઠી મીઠી લાગી તેથી તેને ખાઇને મારા પેટમાં રાખી મુકી છે !"

આવી રીતે એક હેવાન કરતાંબી બદતર હાલતમાંથી માણસના પ્રકટીકરણની સરૂઆત થાય છે, ત્યારે તેનુ તારણ કરનાર ફરેસ્તો ક્યાંથી જન્મે છે ? આપણે જોઇ ગયા કે પ્રાણી માત્રમાં પાણીમાંની માછલીઓમાં નરે માછલી પોતે સેવન બેસે છે, ને દહાડાના દહાડાઓ સુધી બુજબેરાં સેહેવી બચ્ચાંને ઉચ્છેરીને જાતિભોગનો ઉત્તમ દાખલો રજુ કરે છે; તે તો પ્રેરણા બુદ્ધિને અનુસરીને હોય છે, તો પછી માણસજાતનું કેમ ?

ઉપલો માણસમાઉ જંગલી માણસ રફતે રફતે સુધરતો જાય છે તે કેમ ? તેને બચાવનાર પ્યાર રૂપી ફરેસ્તો હાજરજ થાય છે ! આતો ખરૂં છે કે જેણે સંસારમાં પ્યાર વટીક કરી ન જાણ્યો, તે પછી એકલપેટો રહીને ભીનાઇ માર્ગમાં કદી આગળ વધી શકતોજ નથી. ગમે તેવો હવશી પ્યાર ધરાવનારથી જયારે વખત આવે છે, ત્યારે સ્વચ્છ પ્યારનું રૂપ ધારણ કરે છે. પણ જેણે એકલપેટાઇ ભર્યો પ્યાર વટીકનો અનુભવ ન મેળ્યો, તો પછી તેનામાં સઘળા દુર્ગુણોનું સામટું બળ વધી જાય છે. તેવી હાલતમાં જાતિ ભોગતા સરૂઆતના પાઠોબી વિસારી મુકવામાં આવે છે, અને આખરે એકલપેટાઇની જીંદગીમાં અટવાયા કરે છે.

એ વખતે જે મોહથી જેવું પોતાનાં વહાલાંઓને લાગે છે, તો તેને ફરી ફરી જોવા માટે તેમાં પ્યાર સાથે દયાની લાગણી ઉશ્કેરાઈ કામ કરવાની શરૂઆત કરે છે. તેમાં સાથે લાગો ઉદ્યોગને ચપળતા તેની મદદે આવે છે.

આવી રીતે પોતે નહીને પોતાનું કુટુંબ એવી લાગણી તેનામાં ઉભરાવા લાગે છે એમાં પોતાની સ્ત્રીની નાજુકાઈ, કોમળતા, સુસ્વર, ખુબસુરતી ખુશ હસવું, વિગેરેથી તેનું મન પ્યાર તરફ પુરેપુરે આકર્ષાયું થતુ ચાલે છે. ગમે તે ભોગે તે તેણીને રાજી રાખવો ઇચ્છે છે. બીજી તરફ હવે એક સ્ત્રીનો પ્યાર કેઇ તરફ છે તે બાબે તેને તુરત ખ્યાલ આવે છે. માતાનો પ્યાર પોતાના બચ્ચાંઓ તરફ હોય છે, તેથી તેણીને રાજી રાખવા તે બચ્ચાંઓ પર હજી જીયાદા પ્યાર કરતાં સીખે છે. આ કુદરતી ટેવ તેની માણસાઈના એક ખાસ ગુણ તરીકે બંધારણમાં આવે છે.

એ પછી કુટુંબ તરફના પ્યારની લાગણીનો અનુભવ મેળવેલો માણસ આસપાસનાઓને પ્યાર અને પરોપકારી લાગણીથી મદદ કરવા લાગે છે તે કેમ? ધારો કે તે, તેની સ્ત્રી કે બાળકો ભોગ ચોઘડીએ કોઈ માંદગીના સબબે પીડાય છે. તેવે સમયે કોઇ પાડ–પડોસી, નોકર–ચાકર કે પછી વૈદ તેમની સારવાર કરે છે, તો પછી તેમનાથી તેને કે તેના વાહાલાઓનું દુઃખ કમી થતું હોવાથી આ બધાનો તે જાણે ઓશીયાળો બનતો લાગે છે. તેના ઉમરમાં આભારની લાગણી કામ કરવા માંડે છે. કારણ તેનું કે તેના વાહાલાઓની અશક્ત હાલતમાં સંભાળ લેવાનું કામ તેઓએ બજાવ્યું છે. આ કામમાં એક પર ધણીઆણી આગળ પડતો ભાગ બજાવે છે; જેથી મરદની આ લાગણીમાં અતિ ઘણો વધારો થાય છે, પછી પારકાઓને તેમની મેહેનતનો બદલો કેમ વાળી આપવો તે તેના અંતઃકરણમાં રમ્યા કરે છે. એવી રીતે બદલો વાળી આપતાં તેનો જો ખજાનો ખાલી થતો હોય તો તેને તેની કંગાળ હાલત થઇ પડવા માટે જરાએ અસંતોષ પેદા થતો નથી. તે વખતે લાગણી એવી હોય છે કે "પૈસા બળ્યા, પૈસાને શું આગ લગાડું; એટલો મારો (વહાલું બાળક) જીવતો રહે એટલે બસ!"

હવે જયારે તેને પોતાના પરનું દુઃખ જોઇને પાકો અનુભવ થયો કે પછી પારકાને દુઃખ કેવું થતું હસે તેની અતિશય સ્નિગ્ધ લાગણી તેનામાંથી ઉભરાતી લાગે છે.

આ સર્વ ભલી લાગણીઓ કે જે કષ્ટોમાંથી એક હરિજન પસાર થાય છે તેમને આભારી છે; આ કારણને લીધે કબીર સાહેબે દુઃખની વખાણ નીચે પ્રમાણે કરી છે.

"સુખકે માથે સિલ પડો, હરિહિરદેસે જાય;
બલિહારી આ દુઃખકી, પલ પલ રામ બોલાય."—(કબીર)

"હરીજન કેવલ હોત હય, જાકો હરિકો સંગ,
વિપત પડે બીસરે નહિ, ચઢે ચોગના રંગ."—(કબીર)

દુઃખનો પુર્ણ અનુભવ લીધેલો માણસ પારકાંના દુઃખમાં ભાગ લેતો થાય છે, જેથી તે પોતાની દોલત, પોતાનુ જ્ઞાન, પોતાની મહેનત, અને લાગવગ માણસ જાતના દુઃખો ઓછા કરવા પાછળ કામે લગાડશે. આવી રીતે જાતિભોગ આપતાં, પરોપકારિ કામો કરતાં, તે બીજાઓને પોતાનાં ભલાં કર્તવ્યોથી ધડો બેસાડે છે.

ત્યારે હવે માણસ જાત મનનુ સ્વતંત્રપણું મેળવીને આસ્તે આસ્તે પ્રકટીકરણને કાયદે આજની હાલતે આવી પુગી છે. પણ સર્વ એકસરીખાં ખીલેલાં લાગતાં નથી. જો તેમ થતે તો પૃથ્વીપર અસંતોષીપણાની નજરે પડતી હાય અફસોસની લાગણીઓ નાશ પામી કેવલ પરમાર્થની ભલી લાગણીઓ ખીલીને, અત્યાર આગમચથી અને પૃથ્વીપરજ સરગ માટે બેહેસ્તના મુકામો તૈયાર થતે. પણ અફસોસ! બળવાન પ્રજાઓએ મનને ખિલવીને હૃદયને દબાવી દીધું. જેથી ભયંકર લડાઈઓ ચાલુ થઈ. તેની પાછળના પરિણામોએ દુકાળ, મોંઘવારી અને તરેહ તરેહ જાતની તંગીઓએ ઘર ઘાલેલાં જણાયાં. અને કુલ માણસ જાતને ત્રાહે, ત્રાહે, પોકારાવા લાગ્યાં. જો સુધરેલી માણસજાત ભાઈબંધીનો પાઠ શિખી હતે, તો પછી કોઈબી ભવિસ્યના તારણ કરનારની આપણને તુરતજ જરૂર ન પડતે.

કબીરજી કહે છે કેઃ—

"દયાકા લક્ષણ ભકિત, ભકિતસે મિલત જ્ઞાન,
જ્ઞાનસે હોય ધ્યાન, એ સિધ્ધાંત ઉર આન.
ઈલમસે ઉદ્યોગ મિલે, મિલે નૈકીસે નુર;
ઈલમ બીન સંસારમે, સબ અંધેરા ધુર."—કબીર.

હવે પરમાર્થનો બદલો મોટો મળે છે. પણ જેટલું પરમાર્થનુ મહોત્મ્ય એટલો તે કીમતી હોય છે.

ત્યારે હવે આખી જીંદગી દરમ્યાન કીધેલાં પરમાર્થનો બદલો ક્યાં મળે છે? અતરે આ જીંદગીમાં તો નહીંજ. કારણકે તેમ કરતાં જીંદગી ટુંકી જણાય છે, ને ખાકી દેહ નાશ પામે છે. જો એ બદલો કદાચ લાંબા કાળનો અથવા હમેશગી સુધીનો હોય તો તે ભોગવવા માટે ખાકી શરીર અશક્ત છે. તેનો તો ટુંક મુદતમાં નાશ થઈ જાય છે. ત્યારે હમેશગી સુધી તેનુ સુખ ભોગવવા કોઈ વધારે તંદુરસ્ત શરીર જોઇએ છે. તેનો ફાયદો મેળવીને તેનો આનંદ ભોગવવા માટે બીજું ભેજું જોઇએ છે. એટલા માટે આ ખાકી શરીરમાંજ તેનુ સુખ ભોગવી લેવાનુ હતે તો આ નાશવંત શરીરની ઉમર ટુંકી, અને બદલો ભોગવવાની મુદત વધારે, તેથી પરમાર્થી જીવને મોટો ગેરઇનસાફ થતે. પણ ના, તે કરીમેકારસાજે તેનો પુરેપુરો બદલો તે મીનોઈ જેહાનમાં વાળી આપવાની રચના કરી રાખી છે, માટે માણસનુ ખાકી શરીર નાશ પામ્યા બાદ તેનુ મીનોઈ શરીર તે બદલાનો ઉપભોગ કરે છે. પણ ધારો કે બદલો મોટો ને કીમતી હોય, પણ તે એક વગર ગ્નાનના વગર ખિલેલા ભેજાંના એક બચ્ચાં જેવી અકકલના માણસને ફાળે અથવા ભાગે તે બદલો (મૂર્ખોનું બેહેસ્ત !) આવે, તેનો તે શી રીતે ઉપયોગ કરી શકે? તેને મનસે તો હીરાબી સરીખા ને કાચના કટકાબી સરીખા તેને તો મીઠી મીઠી મીઠાઇની વાણી ખવાડે તો જરામાં તે સંતોષ માની બચ્ચાંની માફક રાજી રાજી થાય.

એટલા માટે એક માણસને મોટો બદલો મળ્યો હોય તે છતાં તે મોટા બદલાને લાયક થએલો ક્યારે કહેવાય કે તે તે બદલો વાપરી જાણવા માટે ગ્નાન સંપાદન કીધેલું હોવું જોઇએ.

એ માટે રવાનનું મીનોઇ પાસું, તેનું મિનોઈ શરીર, તેનુ મીનોઈ ભેજું અનુભવ લઇને ખિલેલું હોવું જોઇએ તે જે ખરો સરપાવ તેને મળ્યો હોય છે, જે મોટો બદલો તેને આપવામાં આવ્યો હોય છે, તેની કીમતની તે કદર બુઝતુ નથી, (કારણકે તેનું ભેજું હજી ખિલેલું નથી. તે પોશાકની ખરી કીમત તો સામાવાળા તેના સગાવહાલાં બુઝે છે. કારણકે તેઓએ ગ્નાનમાં ઘણો આગળ વધારો કરેલો છે.)

આ કારણને લીધે તેવા શખ્સનું ઉંચ પાસું એટલે તેનું ઉંચ મનસ ખિલેલું હોવુંજ જોઇએ. તે ઉચ તત્વને જાણી. જોઇને પુરતી તરતીબથી ખિલવ્યું હોય તોજ તે ખાકી શરીરને તેમાંના ભેજાંના નાશ થવા પછી

ચાકુબસ્ત રાખી શકે છે, અને તેવી રીતે ત્યાં પ્રભુમે લાગી શકે છે, તે મનને જાગૃત અને કામ કરતું રાખવા સારૂ બચપણથી કેળવણી લીધેલી હોય તોજ શખ્સ વધારે મહતા બેહેસ્તમાં જઈ તેનો આનંદ ભોગવશે, પણ જો તેનુ ભાન ન ખિલ્યું તો ઉંચ બેહેસ્તને માટે લાયક થયો છતાં કમબુધ્ધને સબબે કદાચ બચ્ચાંની માફક તેમાં રમત રમીને અને મોટા ભાગ આનંદમાં ઉંઘાઈ ઉંઘાઈ ખુશ સ્વપના જોઈને તે પાછો ફરશે !

એટલા માટે તે ભકિત સાથે જ્ઞાન સંપાદન કરે તો પછી તે મીનોની દુનિયાના દેખાવોથી ઠગાયલો નહી, તેમજ ખરો આનંદ વૈભવ, અને જ્ઞાન લેવાથી બેનસીબ રહેશે નહી.

અતરે વીસ્પરદના આગળ ટાંકેલા ફકરા તરફ પાછી નજર ફેરવીશું.

"મરદાનગીનુ કૌવત તે ભાગ્યશાળી શખસને મળે છે કે જે માણસોના દુ:ખમાં ગીરફતાર થયલા બદનોને છુટકારો કરનારને મેળવી આપે છે."

હવે અતરે જણાવીશું કે અશો જે ફરશીઓને મીનોઈ જહાંનમાંથી અતરે મોકલી તે આહારેમન સાથે લડી, અનુભવ મેળવી એક સ્વતંત્ર વ્યકિત થવાને તથા પોતાનો બચાવ પોતેજ કરતાં શિખવાને માટે હતી.

એવી રીતે મીનોઈ રાજ્યને મીનોઈ સાહેતા ખોઈ દઈને ખાકમાં વિટળાતી ફરશીઓએ ૮૪) લાખ યોનિઓમાંથી ચકરાવા લીધા છે. આ પ્રમાણે ગણતા કાચા સરવાળા પ્રમાણે નાખી દેતાં કમમાં કમ જાણે ૮ થી ૧૦ અબજ વરસો દુ:ખ ખમતા ખમતા જેણે પસાર કીધાં છે, તેવા પુરૂશને જો કોઈ વિર પુરૂશ જન્મ મરણના મહાન ફેરાઓના કષ્ટોમાંથી છુટા થવાનો માર્ગ બતાવે એટલુંજ નહી, પણ પોતાની દેખરેખ હેઠળ તેને દરૂજોની સામે લડનારો એક મજબુત પહેલવાન બનાવી આપે તો તેવા મહાન સત્તગુરૂને તેવી જેહેમત ભરી સેવાનો બદલો મલવો તો જોઈએ તે બદલો લાયક હોવો જોઈએ.

ચોરાશી લાખ ફેરા ખાંટીમાંથી બચાવી લેવાને સત્તગુરૂ જે કોઈ હથિયાર ચેલાને આપે છે તે જ્ઞાનરૂપી હોય છે. હવે માણસ આગળ જોઈ ગયા તે પ્રમાણે દયા માયા, જાતિ-ભોગ પરમાર્થ કરી તૈયાર તો થયો, પણ તે મીનોઈ રાજ્ય મેળવે તે આગમચ તેણે હરેમનના લશ્કરની ચોકી પસાર કરવી જોઈશે. તે લશ્કર એવી ચળવળ ચલાવી રહેલું છે, કે રાત દીવસ એકસરીખુ, તેજી, ચપલ, ને જાગૃત રહે છે. અપાર શ્રમથી મીનોઈ બદલો મેળવવાને તૈયાર થયલા માણસને ઘડીભર ચિત્ત ભ્રમ કરી, લાલચમાં ફસાવીને તેઓ ચાલતી પકડે છે. લાલચમાં ફસ્યા પછીજ 'જાગૃત' થયલો માણસ

પરતાવો કરવા લાગે છે. આ દુઃખમાંથી તેને છોડવવા સારૂ સત્તગુરૂ તેને ગ્નાનની ચાવી દેખાડે છે; જેથી તે લાલચમા પડવા આગળ ચેતી જાય છે, કે તેને છટકામાં સેવાની બાજી રચાયલી છે. આ અગમ બુદ્ધિ દિવસે દિવસે વધતી જાય છે ખરી, પણ તેનામાં દરૂજો (લોભ-લાલચો)ની સામા થવાની ને તેઓ સ.મે લડવાની તાકાત આવવી જોઇએ. એ તાકાત શરીરે ઓછી પણ મનોબળની વધારે હોવી જોઇશે (લોકો કહે છે કે Man sana in cor-pora sana = A sound mind in a sound body) એટલે તંદુરસ્ત શરીર હોય તોજ તંદુરસ્ત મનની બક્ષેસ મેળવાય છે. અનુભવ જુદીજ વાત રજુ કરે છે. જેટલુ શરીર પોખાયુ તેટલુંજ તેને તાંબે કરતાં મનોબળનો મોટા પ્રમાણમાં ઉપ્યોગ કરતાં તે ખપી જવા આવે છે. શરીર નબળુ હોય તોજ આતમાનું બળ જોર પકડે છે. એનો અર્થ એ નહી કે શરીર રોગથી નબળું પડવું જોઇએ કે ભુખમરાંથી દુર્બળ થવું જોઇએ. કહેવાની મતલબ એટલીજ કે શરીર પોખવા હદથી જીયાદા ધ્યાન આપવું ન જોઇએ. તેના વીશેનો વિચાર સારો વખત ચાલુ રાખીને મીનોઇ શરીર જે હમેશ માટે બાંધવાનું તેને ભૂખે મારવું ન જોઇએ. મીનોઇ શરીરને ભોગે જદદ શરીરને પંપાળવું એ મહા પાપ સમાન લેખવું જોઇએ. ટુંકામાં તે પુરૂષમાં ઇચ્છા શકિતની (પુરૂષાર્થની) પ્રબળતા આવવીજ જોઇશે. તેનું કારણ એ કે આપણી સામા ખરાબી કરનારૂં દેવોનું લશ્કર આ જદવાડ દુનિયાને લગતુ નથી, પણ મીનોઇ (અંદીઠ) દુનિયાનું હોય છે ત્યારે આવાં અંદીઠ લશ્કર સામે જોરેમંદ પાદશાહ-પહેલવાનોના કાંઇ ઇલાજ નથી. જેમ તે લશ્કર અંદીઠ છે, તેમ તેઓની સામે અંદીઠમાં રહીને લડનારો પહેલવાનબી અંદીઠમાં વસનારો અંદીઠમાં જોનારો, અંદીઠમાં કામ કરનારો, અંદીઠમાં સુરાતનપણું દેખાડનારો, કદી ડાકે નહી તેવો, કદી બીહી ધ્રુજી પડે નહી એવો, કદી હીકમતમાં ખાંડયો જાય નહી એવો, અને છેવટે અગમબુદ્ધિવાળો હોવો જોઇએ. આવો પુરૂશજ જો પુરૂશાર્થ કરી દેખડે તોજ તે મીનોનું રાજ્ય લઈ શકે, અને આ મીનોનું રાજ્ય જીતવાનું કામ તો માણુસ જાતની સરજતમાં લખાયલું છેજ. તેનું છેવટનું મુકામ, તેનું છેવટનું ઠર પડવુ તેનું છેવટનું ઘર, જે કહો તે મીનો-ઇજીાનુંજ છે, ત્યારે આવા વિચીત્ર લક્ષણવાળો પુરૂશ કયાં છુપાયલો છે? તેનું અત્યાર સુધી મુકામ કયા હતું? તે મડાન પુરૂશ અતરે આવી ખાકમાં લપેટાવા સાથે આપણી સાથે મુસાફરી આવ્યા છે. પણ માત્ર ધીજારપે

કોઈપણ શક્તિ ખિળવ્યા વગરના અને સાક્ષાત રહેનારા હોય છે. પણ જેમ જેમ એક જીવ પ્રકટીકરણને કાયદે આગળ ને આગળ વધતો જાય છે, તેમ, તેમ આ અમર રત્નો (તાબ્બો) ખિળવા માંડે છે, તેજી પકડે છે, અને પછી વારી આવતાં પોતાનું કામ આરંભવાને માટે તૈયારી કરે છે. એ માટે મીનોઈ તત્વનો બનેલો રવાન નામનો અમર ભાગ દુનિયાના અનુભવોનો સર્વે સાર ખેંચી એકઠો કરી તૈયાર થાય છે, તૈયાર થતાં તેને સારા નરસા કામો કયાં, ફાયદાને નુકશાનકારક કઈ કઈ ચીજો તેનો અનુભવ પુરતી રીતે થયો હોય છે. આવું જ્ઞાન થતાં પાપ રહિત બનવાને અને પુન્યનો વધારો કરવાને ઉપાયો શો યોજવા તેની તેને જાણ થાય છે, અને એક વાર પરીથી રવાને હારેમનના હાથ હેઠળ તે ફસી જાય તેની તે સાવચેતી રાખે છે.

પણ ફકત સાવચેતી રાખવી જુદી છે, અને દુશમનના લશ્કર સાથે બળતવારીથી લડવું જુદું છે; આ બળની જયારે ખરેખર જરૂર પડે છે, ત્યારે ત્યાં એક લડવૈયો જન્મે છે. તે લડવૈયો તે બુધ્ધિ તત્વનું તે માણસમાં ખિલવું ને ઉધરભવ પામવાનું છે. જે માણસના પવિત્ર થયલા રવાનનો બંચાવ કરવા માટે બુધ્ધિ તત્વ નામનો પેહેલવાન સામે થવા લાગ્યો કે પછી તે રવાનનો અમરગી તરફ પોહોંચવાનો માર્ગ સરળ થઈ જાય છે. કારણકે જાગ્રુત થયલું બુધ્ધિ તત્વ પોતાની ઈચ્છા શક્તિના આતશના બળથી દરૂજોના લશ્કરને માર મારતો, દઝાડતો અને નાશ કરતો નસાડી મુકે છે. દરૂજનું લશ્કર વિખેરાઇ ગયું કે પછી તેના બાપ હોરમજદનું નૂર તેની દ્રષ્ટિએ પડે છે. પણ યાદ રાખવું જોઇએ કે દરૂજને ખાક કરી નાખવા છતાં તે મરેલો મરેલોબી પાછો ઉભો થાય છે, અને તેને પાછો તોડી પાડવાની કોશેશ થાય છે તે એટલે સુધી કે એક પગ બેહેસ્તમાં ને બીજો પગ બહાર હોય ત્યાં સુધી તેનામાં ઘણો ખરો અહંકારનો દેવ કાર્ય કરી રહે છે, જેથી પેલો ઝળકાટ મંદ જીવણી હેઠળ ગબડી પડે છે, ત્યાં સુધી તો તેની સલામતી માટે શકજ રહે છે *

હવે એકવાર ફરીથી વીસ્પરદના મથાળે ટાંકેલા કરદા ૭-૩ તરફ ફરીએ ને હવે તેનો છેલ્લો સાર ખેંચીએ.

* "જેઓ બલી કીર્તિમાં જન્મેલા છે, (તેઓ જયારે હોરમજદના બહમનના તથા અષ (રાસ્તી)ના સારા મુકામમાં સામેલ થાય છે, ત્યારે(જ) તાબાહોબ-નાશ-કરનાર દરૂજનો ટેકો બખીત તુટેલો થાય છે."—અનુવાદ માથાનો હા. ૩૦-૧૦.

જે શખ્સ બાહાદુરી દેખાડે છે, તે ખરેખર વખાણને પાત્ર હોય છે. જેઓ ખરેખરા મરદ બન્યા હોઇ પહેલવાનગીરીના કામો કરનાર હોય છે, તેઓ આવી રીતેની મરદાનગીથી શુરા થાય છે. પણ અતરે જણાવેલું મરદાનગીનું જોર તો દુનિયાના કોઈપણ શેતાબ માણસ માં દીઠામાં આવે તે કરતાં વધારે શેતાબ તેમજ જે કોઈ જોરાવર માણસ દીઠામાં આવે તે કરતાં વધારે જોરાવર હોય છે; તેવી બક્ષેસોની નવા જેશ થાય છે, તેને તેઓની અનાયત કરવામાં આવે છે. સઘળાને તે માગવા છતાં મળતું નથી; પણ લાયક માણસને તે આપીને મીનો આન મીનો તરફથી તેવા લાયકી વાળા શખ્સની કદર કરવામાં આવે છે. આવુ મરદાનગીનું ખાસ કીમતે મેળવનારાને ભાગ્યશાળી ગણવામાં આવ્યા છે; અને એમ કરી તેનું મોતેબર-પણું કબુલ રાખવામાં આવ્યુ છે,

કદાચ એ બાળનો કાંઇ ઝાંખો ખ્યાલ હાલે ઇંદોરના માહારાજા નક્કી રાઘોજી નામના પુરૂશે ૫૦) બેલના ગાડાંઓ માણસોથી ખીચોખીચ ભરીને તેમજ ૧૧) બેલના ગાડાંઓ ખાળી રાખીને બધા મળીને ૬૧) ગાડાંઓ બેલની મદદ વગર પોતે ઘસડી લઇ જઈ બતાવ્યાં હતાં! તે માટે કહેવાતું હતું, કે તેને કોઇ દેવીનુ ઉપાસન હતું, તેના પ્રતાપથી તેણે આવો વિચિત્ર અખ્તરો કરી દેખાડયો હતો. પણ એતો જે ફકત જપ–તપનુ સાધન કરે તેને તેની માનીતી દેવી પ્રસન્ન થઇ થોડો વખત આવા અખ્તરા કરી દેખાડે, જે હમેશનુ નહીંજ. તેમજ ખરી લાયકાતથીબી મળેલું તો નહીંજ. જ્યારે બીજા હાથપર તો આવા એક ધણીને તેની લાયકાતને લીધે મરદાનગીની બક્ષેસ બક્ષાઈ છે. લાયકાત તેના પરદુઃખભંજનપણાની મેહેનતના બદલામાં છે, એવું સાફ માલમ પડે છે. હવે કહેવામાં આવ્યું છે, કે,

"જે મરદાનગીનુ કીમત તે ભાગ્યશાળી શખ્સને મળે છે, કે જે માણસોના (દુ:ખમાં) ગીરફતાર થયલાં બદનોને છુટકારો કરનાર મેળવી આપે છે."

આ ઉપરથી જણાય છે, કે પરદુ:ખભંજણી એક મહાન પ્રતાપિ પુરૂશ છે. તે કોઇ નાનોસુનો દુનિયાનો માણસ દીસતો નથી, ... તેતો ... લાગુ પડેલી ભિતરની બીમારમાંથી તેને સાજા કરનાર અથવા તેનો છુટકારો કરનાર મેળવી આપે છે.

... કે રવાન આ ખાલી ફાની કીલ્લામાં એક ... રાની માફક કેદ પડેલું છે. તે ખરેખરતો આ દુઃખી દુનિયાનુ ...

નથીજ. તેનો જન્મ તો સુખવાસીને આનંદી દુનિયા જે મીનોઇની છે, તેમાં થયો હતો. તે પોતાના બાપીકા વતનથી અબજો વરસો સુધી વિખુટું પડીને ગુપચુપ કેદખાનાની હાલત ભોગવતાં, ભોગવતાં બેજાર, બેજાર થઈ ગયું છે તેનું બાકી બધીખાનુ વખતો વખત ફના થઈને નવું બંધાતુ હોવાથી, તેમજ તે બંધીખાનામાં યાદદાસ્ત શકિતની બક્ષેસબી મુકાયલી ન હોવાથી, તે કેદખાનુ અથવા તો પીંજરૂં કાંઈ જાણતું નથી, તેથી તેને અફસોસ થતો નથી. પણ પેલું પક્ષી તો ભયંકર તોફાનોમાંથી ચલુને ચાલુ પસાર થતું આવ્યુ છે, ને દરેક બનાવોની યાદ જાણે આજે તે બન્યા હોય તેવી તેના મનમાં તાજી છે, તેથી તે તેના છુટકારાની વાત દાહાડોને રાત જુએ છે. એવા કાયલી બનેલા જીવનો છુટકારો કરનાર જો કોઈ મળી જાય છે, તો જન્મો જન્મના તેના કષ્ટોનો નાશજ થયલો સમજવો. એવા દુ,ખીનો છુટકારો કરનારો કોઈ વીરલો નર જે કોઈ તેને મેળવી આપે છે, તેનેબી આ મહાન પુન્યને પ્રતાપે મોટા લાભો પ્રગટ થાય છે.

હવે એવો છુટકારો કરનારા કીર્તિવંત કયાંથી આવ્યા. તે કીર્તિવંત નર કોઈજ નહીં પણ તેનામા મુકાયલું બુધ્ધિ તત્વ પોતેજ છે. આવી રીતે જે મહાન ગુરૂઓ દયાના સબબે તરફડયાં મારતા જીવોને પોતના સ્વાધિનમાં લઇને ખરો ખુદાઈ માર્ગ બતાવે છે, તેવા મહાન પુજય ગુરૂઓનુ આપણે જેટલું એહસાન માનીએ એટલું થોડું છે. કબીરજી કહે છે કે—

"ગુરૂ ગોવિંદ દોનો ખરે, કીનકુ લાગુ પાય,
બલિહારી ગુરૂ દેવકી, જીનને ગોવિંદયો બતાય."

આવાજ મહાન ગુરૂઓ જન્મો જન્મના પાપોનો નાશ કરી આપે છે. પાપોનો નાશ થતાં મીનોઈ ગ્નાનનો સ્વાનને ભાસ થવા માંડે છે, તે હવે પોતાને ઓળખતાં શીખે છે. પોતાનો મીનોઈ દરજ્જો કબુલ રાખે છે, ને આવી જાગૃત અવસ્થામાં આવ્યા પછી પોતે પોતાનોજ ગુરૂ થઇને આગળ માર્ગ કાપે છે. તે પોતે પોતાનોજ છુટકારો કરનારો બને છે.

આવો છુટકારો મેળવી આપનાર મહાન ગુરૂને કુદરત તરફથી જે બક્ષેસ થાય છે, તેથી તેના બુદ્ધિ યોગ અથવા યોગબળમાં વધારો થાય છે. આવા એક યોગીના પરગજુ કામને સબબે તેનામાંના નર પહેલવાનના બળમાં (બુદ્ધિતત્વના કૌવતમાં) વધારો થાય છે.

હવે ખિલેલું અથવા પ્રગટ પામેલું બુદ્ધિતત્વ કેટલું બળવાન છે, તે જોઇશું:—

" જેમ બળતો આતશ લાકડાંને બાળી નાંખે છે, તેમ ઓ અર્જુન ડહાપણનો આતશબી સઘળાં એકઠાં થયલાં કર્મને બાળી નાંખે છે" ભગવૅત ગીતા. ૪-૩૭.

વળી રૂષી ગૌતમનો દીકરો નચિકીતસ મોહોતના દુતને પુછે છે, કે ઓ મરણના દુત! તું પોતે જે આતશને સ્વર્ગમાં દોરવી લઈ જાય છે, તેને તું ઓળખે છે, માટે તેનો ભેદ તું મને કહે?"

" યમ દેવે જવાબ આપ્યો: તે આતશ બુદ્ધિમાં રહેલો છે, તેના વડે અનંત દુનિયાંઓના મૂળ સુધી પહોંચી જવાય છે, તેના વડે જન્મ મરણના ફેરાથી તું મુકત થશે."
= કઠોપનિષ્દ ૧-૧-૧૩.

" Ere the gold flame can burn with a steady light, the lamp must stand well garded in a spot free from all wind. Man is its crystal ray, a beam of light immaculate within that beam is thy life-guide and thy true self, the watcher, and the silent thinker, the victim of the lower self. Control and master both, and thou art safe when nearing the Gate of Balance."=The Seven Portals by H. P. B.

" સંપુર્ણ મનસ્ની વોહુ મનોની પાદશાહી (બુદ્ધિ યોગ) તથા અપથી વધે છે. એઓને લીધે કૌવત તથા શકિત છે." = અહુંનવદ ગાથા હા. ૩૪-૧૧.

આ ઉપરથી જણાય છે કે જે ભલા વીચાર કરે છે અને અશોઈથી વર્તે છે, તે ઉપર બહમન અને અરદીબેહેસ્તની મહેરબાની ઉતરે છે, તે સબબે તેનામાં અખુટ બુદ્ધિબળને કૌવત આવે છે.

ત્યારે બુદ્ધિ યોગ અથવા વોહુમનોનો માર્ગ કેમ મેળવાય?

" રાંસ્તીની મારફતે (અએ હોરમજદ) (તું) હમુને વોહુમનોના ખાસ માર્ગો શિખવ."

"વોહુમનોનો તે માર્ગ જે વિશે અએ હોરમજદે મને તેં કહ્યું તે બાબે સઓશ્યંતોના ફરમાનો જે (પ્રમાણે ચાલ્યા)થી નેક કામ કરનાર શખ્સ પોતાની અશોઈ ઈત્યાદીને લીધે સુખ ભોગવે છે." = અહુનવદ ગાથા હા. ૩૪-૧૩ ને ૧૪.

" વળી તેને (રાસ્ત માણસને) (અહુરમજદ) હરવખત કૌવત તથા જોર બક્ષે છે." = ઉસ્તવદ ગાથા, હા. ૪૩-૧૦.

"તમારામાં બાતેનના લોભ (હવસ) જેણે ગોયા દીલના તલિયામાં જડ ઘાલેલું (છે તે) જયારે તદન બાહાર નીકળી જશે. (તથા) જયારે (તમારામાંથી) પાપી વિચાર તદન નાબુદ થઇ જશે ત્યારે તે મોટા કામનો બદલો તમુને મળશે, (માટે એ) સાહાસ કર્મને માટે તમો કમ્મર બાંધો, (નહી તો) અફસોસ! અફસોસ! (એ પ્રમાણે) આખરે તમારૂં બોલવું થશે"—વહીસ્તોઇશ ગાથા. હા. ૫૩-૭.

"તારા રાજયમાં અએ હોરમજદ તમામ જીવ—જંતુઓ બહમનને લીધે રક્ષણ થયલાં છે."—અહુનવદ ગાથા હા. ૩૪-૩.

બહેમન તે માણુસમાં મુકાયલું બુદ્ધિ તત્વ છે, તે જયારે તેજી પકડે છે, ત્યારે તેની અસલ ખાસ્યત પ્રમાણે નબળાઓનો બચાવ કરનાર—સંભાળનાર—આસરો આપનાર તરીકે કામે લાગી જાય છે. પછી એવોજ પુરૂશ હોરમજ્જદના ભલા સંસારમાં દાખલ થાય છે.

## સારૂ છેવટ તે કયું?—બુદ્ધિ યોગનું ફળ શું?

"જે વિધ્વાન, અએ હોરમજદ બેઉ દુનિયા(ના ફાયદા)ને માટે રાસ્તી (રાસ્તીની બાબદ) સાંભળે (તથા) તે ઉપર વિચાર કરે (તે શખ્સ) સાચ્ચા સખુનો ઉપર સાહેબી ભોગવનાર (તથા) પોતાની જબાનને તાબે રાખનાર (હોય છે), એ હોરમજદ! તારા રોશન આતશની મારફતે (તે શખ્સ) (જીંદગીના) ભલા સસારમાં મશગુળ થ.ય છે"—અહુનવદ ગાથા. હા. ૩૧-૨૯.

અહુરમજદનો આતશ તે કયો? તે બુદ્ધિ તત્વ છે. તેનું બુદ્ધિ તત્વ પુરેપુરૂં ખિલવા પછી તે ભલો માણુસ જયારે ભલા સંસારની લડાઈમાં દાખલ થાય છે, ત્યારે તે સપેન્તો મેન્યુસ તરફથી લડનાર સિપાહ નહી પણ સપેહ સાલાર બને છે. એટલી બળવાન સકિત સાથે તે સારી હોરમજદી જગતમાં આગળ પડતો ભાગ બજાવે, આવી તેની મહાનનીસબત હોય છે.

હવે આપણે શાસ્ત્રોમાં ઘડી ઘડી વાંચીએ છીએ કે યોગીઓ અથવા એેજદાયેગરો તપ કરે છે, એટલે રાતને દહાડો તે મહાન ઈશ્વરનું ચિત્તન કર્યા કરે છે. અને કુદરતનો તો કાયદો છે, કે જેનું તમો ચિંતન કરો તેવા તમો થાઓ. તો પછી મહાન ઈશ્વરનું ચિત્તન કરવાથી તેની ખાસ્યત, તેની બુધ્ધિ, તેનુ બળ વીગેરે પેલા યોગીમાં ઝડપથી આવવા માંડે છે. એ વખતે ફરેસ્તાઓ સીરીબાબી પેલાના તપને બળે અશોત બની જાય છે, ને

બ્રહ્માને વિનવે છે, કે કોઇબી રીતે પેલા યોગીનું તપ છોડાવવું. જો તેમ કરવામાં ન આવે તો પછી તે તપના બળથી સારૂ બ્રહ્માંડ બળી ભસ્મ થઇ જાય એટલી શક્તિ તેમાં પેદા થાય છે. ઘણી ઘણીવાર પેલો યોગી તપ છોડતો નથી, તેને કોઇબી રીતે લલચાવીને તપ છોડવવાની તજવીજ થાય છે, તેથી શા કારણે આવો પ્રયોગ તેણે ધારણ કીધો તેની પુછપરછ થાય છે. તેને કાંઈ વરદાન માંગી લેવાને કેહેવામાં આવે છે. જેમ થતાં સારૂ બ્રહ્માંનંદ હવે શાંત થઈ અસલના અનુક્રમે ચાલવા માંડે છે.

ત્યારે આ તપોબળ અથવા બુધ્ધિબળનો આતશ એવો બળવાન છે કે ચાહે તો સારૂ બ્રહ્માનંદબી બાળી નાખે, અથવા નાશ કરે. હવે ત્યારે આપણે વીરપરદનો ઉપર ટાંકેલો ફકરો સમજયા માટે જે કોઈ શખ્સ જાતિ ભોગના ઉમદા કાર્યો કરે છે, તેને પેલા 'મરદાનગી,' નુ જોર તે બુધ્ધિબળ અથવા યોગ પ્રાપ્ત થાય છે. એટલે તે હવે ઇશ્વરના રાજયમાં આગળ પડતો અને મોટેભાગે સ્વતંત્ર ભાગ ભજવે છે. તે જાણે તેનામાંના અહેમનના અંશ (બુધ્ધિ તત્વ)ને લીધે અહુરમજદના ભલાં સંસારમાં એટલે સપેના મૈન્યુસની તરફના અથવા તેની સીધ્ધી દેખરેખ હેઠળ ચાલતા ભલા કારોબારમાં બુલંદ દરજ્જા સાથે આગેવાનીભર્યો ભાગ લેતો થાય છે.

આવા તપોબળ (બુધ્ધિયોગ) ખિલવેલાના ઘણા ઘણા દાખલાઓ વિશે આપણે જાણીયે છીયે, તેમાંથી કાંઇક રજુ કરીશું.—

એક વખતે ગુજરાતમાં વલ્લભીપુર નામે શેહેર વસેલું હતું; ત્યાં કોઇ યોગી જઈ લાગ્યા તેમની તરફ ત્યાં કાંઈ ચલાવવામાં આવેલી ગેર વરતણુંકથી તેમને ગુસ્સો ઉત્પન્ન થયો, તેના આવેશમાં તેમના દીલમાંથી હાએ નીકળી ગઈ, જેના પરિણામે તે આખું શેહેર બળી ભસ્મ થઇ ગયું! સમજુ વાંચનાર તુરતજ આપણા આગલા અભિયાસથી જોઇ શકશે કે એમાં કાંઇ નવાઇ જેવું શું છે?

બીજો દાખલો ધર્મ રાજા યુધ્ધિષ્ઠરનો મહાભારતમાથી મળી આવે છે. તે સત્યવાદી હતો; તે ધર્મનું હમેશાં પાલન કરનારં હતો, તેથી તેનું નામજ ધર્મરાજા કરી પડેલું હતું. એક વખત કર્ણ કે દ્રોણાચાર્ય જેવો પહેલવાન તેને પકડવા જતો હતો, તે વખતે તેના રથના સારથીએ તેને તેમ કરતાં વાળ્યો; એવું કહીને કે તે જેવો તેમના (યુધ્ધિષ્ઠિરના) ખભાંપર હાથ મુકશે કે તેવોંજ તે બળી ભસ્મ થઇ જશે, વળી એ રાજા જો ગુસ્સે થઈને જેનાપર દ્રષ્ટિ ફેંકે તો તેથી તે સખ્સ બળી ભસ્મ થતો હતો.

વળી ગુજરાતમાં આવેલાં એક ગામમાં એક બ્રાહ્મણની સ્ત્રી સતી હોવાથી તેણીના ધણીના ગુજર પામવાથી સંસાર છોડીને ધર્મ ધ્યાન કરવા લાગી. પછી એવી રીતે તપોબળ તેણીનું એટલું તો વધી ગયું કે તેણીએ પોતે પોતાને પોતાની ઇચ્છા શકિતના બળે બાળી ભસ્મ કરી મુકી. કહે છે કે તેણીનું શરીર બળી જઇ એક મુઠ્ઠીભર રાખ થઈ તેણીના હમેશા પુજા કરવા બેસવાના પાટલાપર પડયું તે વખતે તે પાટલો વટીક જેમનો તેમ રહ્યો.

આવું બળ સ્ત્રીઓમાં તેમના સ્વામીઓની ઇશ્વર તરીકે પુજા કરવાથી ઉત્પન થાય છે. સ્વામી સેવા જેમને કીધી તે જાણે ઇશ્વરને ભજયા બરોબર થાય છે.

એજ નિયમને આધારે રાણી ગાંધારીએ પોતે આંખોએ દેખતી છતાં પોતાના દ્રષ્ટરાજ નામના આંધલા ખાવિંદ તરફના અતિસ્ય પ્યારને સબબે પોતાની આંખોની આસપાસ હમેશ પાટો બાંધી રાખતી હતી. હવે જયારે મહાભારતનુ યુધ્ધ થયું તેમાં રાણી ગાંધારીના ૧૦૦) કૌરવો પુત્રો માર્યા ગયા ને પાંડવો જીત્યા; ત્યારે તેઓએ આંધળા ધૃષ્ટરાજની સાથે સુલેહ કરીને તેમને ભેટવા ગયા. એ વખતે રાણી ગાંધારીને પગે પડવા રાજા યુધિષ્ઠિર તેણીની આગળ ગયા. જે વખતે તેણીનો ગુસ્સો ઉભરી આવ્યો. અને તેણીની આંખે જે પાટો હમેશાં બાંધી રાખવાનું તેણીએ જે વરદાન લીધેલું તે પાટો ધીલો થયલો હતો, તેવાતે તેણીની નજર યુધિસ્થિરના પગ પર પડવાથી તેના પગો દાઝી ગયા હતા.

બીજા એક દાખલામાં અખ્ત જાદુગરના ભાઇની ચરબી ગોસ્ત ફ્રીયાને પોતાની હાથની હથેલીપર મુકી બાળી નાખી. કારણકે એવું કહેવાય છે કે જાદુગરની ચરબી તેના પગના ધુટણ અથવા નળા તેમજ તેના દીલગુરદો (Heart) ગમે એટલા તાપમા નાખો તોપણ બળે નહીં.

અતરે અખ્ત જાદુગરે ગોસ્ત ફ્રીયાન ખરેખર દેવતાઇ પુરશ હોય તો આ ન બળતી ચીજો બાળી બતાવે તેવી ચેલેંજ ફેંકી. ગોસ્ત ફ્રીયાને તે ચેલેંજ ઉપાડી લઈ પોતાના હાથની હથેલીમાં તે ચરબી મુકીને બાળી બતાવી, પોતાની પરેહેજગારીનું બળ શાબેત કરી દેખાડયું.

અતરે હવે આ બુધ્ધિયોગનો વિશય અતિસ્ય લાંબો થવાથી ટુંકો કરી નાખીશું. છતાં એકવાર ફરીથી ચેતવણી આપીશું કે ભાઇઓ બુધ્ધ બળ ખિલવવા છતાં નચીંતાઈએ બેશવાનું નથી. કારણકે જેઓ નકામા બેસે

છે, તેઓ કોઈ કોઈવાર સેતાનના ભમાવ્યાથી પોતાના બુલંદ દરજ્જાપરથી ઉતરી પડી બહુ રાક્ષસ જેવા ક્રુરને બળવાન શકિત ધરાવનાર અને અંગ્રે મૈન્યુસની તરફેણનો આગળ પડતો ભાગ ભજનાર દરજ થઇ પડે છે. આવા દાખલાઓમાં જુઆક, અફ્રાશીયાબ, રાવણ તેમજ પ્રહલાદના પિતાની શાસ્ત્રોએ નોંધ લીધેલી છે એ સર્વએ યોગબળનો ખરાબ ઉપયોગ કરવાથી આખરે ઘણા ખરાબ ફેજે પુગીને નાશ થઇ ગયા હતા એટલા માટે જે બેધારી તલવાર ઉમેદવારને માથે હમેશાં લટકેલી રહે છે, તેની યાદ જરૂર બા જરૂર કરતા રહેવાનુ ધ્યાન ધરવું.

એટલા માટે જયાં સુધી અંતઃકરણે ખાલેશ ને નીર્દોશ થવાય નહી, ત્યાં સુધી યોગ મેળવવાનો અભખરો કદી રાખવો નહીં. કારણકે મેલાં અંતકરણ સાથે યોગ સંપાદન કરવાથી ભલા ભલા Saints (સાધુઓ) અને યોગીઓ પાછા નિચે ગબડી પડયા છે.

## ફરજ (Duty)

"જે કોઈ કે જેની તરફ ફરજ અદા કરવાની (હોય તેવા) શખ્સને (પોતાની તરફની) ફરજ નહીં લઇ જાય (તો) (તે ધણી) ફરજ ધરાવનારની (ફરજને) છીનવી લીધાથી ફરજનો ચોર થાય છે, જો તેઓમાનો (કોઈબી) ગમે તેવો કમીનો (હોય) તોબી રાતને દહાડો (તેણે) પોતાની ફરજ (અદા કરવાને) વળગી રહેવું જોઇએ."—વંદીદાદ ફ. ૪–૧.

*Ode to Duty.*

Stern law giver ! yet thou dost wear
The Godhead's most benignant grace;
Nor know we anything so fair
As is the smile upon the face;
Flowers laugh before thee in their beds,
And fragrance in thy footing treads,
Though dost thou preserve the stars from wrong,
And the ancient heavens, through thee, are fresh and strong.
To humble functions, awful power,
I call thee; I myself commend

Unto thy guidance from this hour;
Oh let my weakness have an end !
Give unto me, made slowly wise,
The spirit of self-sacrifice ;
The confidence of reason give ;
And in the light of truth thy bondman
let me live."=Wordsworth.

"In devotion to duty," said Mr. W. E. Gladstone, you have the great secret of life, for, important and precious as is the cultivation of your intelligence, the bringing of all your powers of thought and action up to the highest level that your several gifts permit, there is one thing in which you are all alike ; there is one thing in the pearl of great price, the treasure in life and the security in death, is laid upon to you all alike; be your attainments more or less limited, be your talents more or less conspicuous. If you have devotion to duty for the guides of your daily course, nothing can *ultimately* go wrong.=The Art of Noble Living p. p. 110-112.

"Let us, arise and serve, willing, if need be, to wash the feet of toiling and suffering humanity. Let us be swift to love. Let us make haste to be kind. Let us frankly recognise the debt of strength to weakness, and the claims of misery to help. Let us be of those who count it infamy to die and not be missed who would bow their heads in shame and sorrow, in passing out of life, if they have failed to leave the sad world somthing better than they had found it. To a holy service for suffering humanity, we are called by everything which is Sacred and beautiful in the universe, and in its progress the stars fight for us, and everything which is strong and venerable is on our side.

Shall we be still whom He calls to rise,
We with divine resources,
While earth is ringing with clamorous cries,
And hell is ranging its forces ?

No ! let us arise and work. All knowledge is empty which doss not do somethihg. All privilege is an offence which does not succour and be less serve and deliver. All well-wishing is futile which does express itself in action.

Let us then, help our fellow-men. Let us help the man who is tempted, the man who is in peril, the man who is down. Let us do what we can to succour any struggling soul, and to strengthen any failing cause. The poor sick man that is by us, the poor wronged man whom with our influence we might vindicate, the poor in our employment when we set with new hope on the road of life which is beginning to look dark to him. We know our duty : Let us do it encouraged by the welcome music of Tennyson, who says of the golden year of hope and reward—

Well I know
That unto him who works, and
feels he works
This same grand year is ever at
our doors.

=The Art of Noble Living p. p. 272-273.

*The Joy of Accomplishment.*

The joy is always the accomplishment of a task successfully accomplished. An undertaking completed or a piece of work done, always brings rest and satisfaction. When a man has done his duty, he is light-hearted and happy," says Emerson; and no matter insignificant the task may appear, the doing of it faithfully and with whole souled energy, always results in cheerfulness and peace of mind.

" Of all miserable men, the shirker is the most miserable. Thinking to find ease and happiness in avoiding difficult duties and neccesorry tasks, which recquire the expenditure of labour and exertion, his mind is always uneasy and disturbed he becomes burdened with an inward sense of shame, and forfeits manliness and self-respect. 'He who will not work according to his faculty, let him according to his necessity," says Carlyle ; and it is a moral law that the man who avoids duty, and does not work to the full extent of his capacity, does actually perish, first in his character and last in his body and circumstances. Life and action are synonymous, and immediately a man tries to escape exertion, either physical or mental, he has commenced to decay.

On the other hand, the enerjetic increase in life by the full excercise of their powers by overcoming difficulties, and by bringing to completion tasks which called for the strenuous use of mind or muscle. = The Mastery of Destiny p. p. 115-116.

## સંતોષ.

"એક સંતોષી વિચાર સૌથી સરસ ચીજ છે"—ઉસ્તવદ ગાથા હા. ૪૩-૧૫.

ગજ ધન, ગોપી ધન, રતન ધન ખાન,
જો આવે સંતોષ ધન, તો સબ ધન ધૂળ સમાન=કબીર.

ફકીરનો એક ગુણ કનાઅત (સંતોષ) હોય છે.

**પેગામબર મહમદ સાહેબ ગરીબાઇમાં મગરૂરી માનતા હતા.**

મીનોઈ ખજાનો ધરાવનારા ઘણાખરા દુનયવી માલમતાથી બેનસીબ જણાતા રહ્યા છે, તેમાંબી કુદરતનો મોટો ભેદ બરમજ છે. જો તેઓ તે પાછળ ધ્યાન રોકે તો પછી તેઓ ખોદાઈ બક્ષેસોને જાળવી રાખવા પાછળ મંડવાથી દુર રહે.

## *Contentment.*

" Contentment springs from the acquiescence of the mind in the portion of good which we possess, and the wiseman

knows that he can possess nothing so precious as virtue. That is a fine saying of Fichte's: Take care that thou hast no fault to find with thyself, and then thou shall be inaccessible to unhappiness or unrest." A greater than Fichte tells us that "a man's life consisteth not in the abudance of things which he possesseth."

" The disease of our present civilisation is the strife of men for more things for outward possessions, for external good. " Blessed are the rich," they cry. " Blessed are the famous. Blessed are they who command luxury and ease, and who excite the envy of their fellows." But the Eternal Wisdom cries, "Blessed are the meek. Blessed are the Merciful. " Blessed are are the pure at heart."

" Character is everything. Our blessings and misfortune are really determind by our inward dispositions. Peevishness and discontent will turn the very sunrise into darkness; while a greateful and contented spirit will bring glory out of gloom and beauty out of ashes. Discontented men fret and vex themselves in every condition, thinking that if it were only otherwise with them; and when it was otherwise with them, they find it not better, because the discord is within.

The happiest the heart that ever beat.
Was in some quiet breast,
That found the common daylight sweet,
And left to heaven the rest

"How profound is the philosophy of Emerson, where he says; I am thankful for small mercies. I compared notes with one of my friends who expects everythig of the universe, and is disappointed when every thing is less than the best; and I found that I begin at the other extreme, expecting nothing, and am always full of thanks for moderate goods."

"It is the attitude and condition of the mind which is the great thing. Give a wise man health, the means necessary for a comfortable subsistence, a mind attuned to intellectual delights, a heart capable of tender affection, a conscience thoroughly alive to duty, and a spirit responsive to the touch of God; and you could not increase his blessedness by by making a monarch or millionaire.

"Noble living is the cure for discontent. We have referred, in a previous page to men who are fugitives from themselves-who can not bear to sit at home in their own souls, because there are spectres at the hearth and phantoms in the twilight. But he who lives nobly can bear to sit at home—that is, in the quiet of his own Spirit. He does not need to seek a refuge from self in the pleasures and distractions of the world. Out of himself he must needs go for the daily battle, but, when he returns, the virtues he has loved and cherished welcome him at the door, and consecrate each chamber of his dwelling by their presence and their smile.

There is a quaint music in those lines of William Byrd—

My mind to me a kingdom is,
Such perfect joy therein I find,
As far exceeds all earthly bliss
That God or Nature hath assigned;
Though much I want, that most would have,
Yet still my mind forbids to crave.

Content I live; this in my stay:
I seek no more than may suffice:
I press to bear no haughty way:
Look, what I lack, my mind supplies.
Lo ! thus I triumph like a king,
Content with what my mind doth bring
My wealth is health and perfect ease,
My conscience clear my chief defence;

I never seek by bribes to please,
Nor by desert to give offence:
Thus do I live, thus do I die,
Would all did so, as well as I.
=The Art of Nobie Liviag p. p. 378–380.

**પ્રમાણીકપણું** (Honesty.)

"પ્રમાણીકપણાથી જીંદગી ગુજારવામાં હાની નથી મહેનતુ માણસોને બુરા લોક નજદીક (જવાનું) નથી."—અહુનવદ ગાથા હા. ૨૯–૬.

ખરેખર ગાથા કહે છે, તે ખરૂં છે કે પ્રમાણીકપણે જીંદગી ગુજારવાથી કશુ નુકશાન તો થતું નથીજ તેથી કદાચ મોટા પૈસાવાળા થવાતું નથી. છતાં તેમાંથી "ધન નહીં ને ધાન" તો મળે છેજ. હવે આગળ ચાલતાં એજ ગાથા ઉમેરે છે, કે ભાઇઓ પ્રમાણીકપણે ચાલવાથી કરી તે બદમાશ માણસોથાના તમો ઉશીયાળા રહેશો નહીં. પણ સાથે લાગો ઉદયોગ અને મહેનત ચાલુ રાખજો.

હવે જો કાંઈ કામ આપણને કરવું પડે તો તે ખુશી સાથે કરવું. પછી તેનો કચવાટ દુર થવાથી તે બમણું કરી શકાશે. ઘણાક ભલાઈના કામો કરવા જતાં આળસાઈનો દેવ સામો આવવાથી તે પાહાડ જેવડા લાગે છે. પણ એક વખત તે ઉજમ અને ખુશી સાથે સરૂ કરવાથી કરી પાછળથી ગમે એવાં ભારી કામોબી સહેલાં થઈ પડે છે.

પણ આપણની દલગીરી માત્ર એટલીજ છે કે આજે પ્રમાણીકપણાની કદર ઓછી બુઝાય છે, હમણા તો ઓછી મેહેનત તથા કોઈબી ભોગે વધારે પૈસા મેળવીને મજાહ કેમ કરવી તેની સાધારણ રીતે દોડાદોડી કરવામાં આવતી જણાય છે. આજે શેઠને વાહાલો નોકર કોણ હોય છે? જે કોઈબી ભોગે વધુ નફો કરી દેખાડે છે તે! ના એટલુંજ નહીં પણ વીશ્વાસથી ધીરેલા નાણા કે પછી વીશ્વાસથી સોંપાએલા બાળકોના કે ધર્મના ફંડોનાબી આજ હાલ થયા છે. દયાનતદાર ભુખે તાસા શેકે છે, ને ગેરલાભ લેનાર મજાહ ઉડાવે છે. શાયર કહે છે તે ખરૂં છે, કે—

"બદકારો કાંઈ મજાહ કરે ને, નેકો સહેવે ભારી;
પણ આખર તે રબકી દરગાહમાં, નેકોકી સરદારી!
આખર નેકોકી સરદારી!!"

Poverty through honesty is a hundred times better than wealth which is from the treasure of others.=The Family Herald March, 1920,

## બદનજર (The Evil Eye).

"અએ જરથોસ્ત (વ્યભિચારી મરદ યા ઓરત) (પોતાની) નજરથી ઝરાના દોડતાં (તથા) વહેતાં પાણીઓમાના એક તૃતીયાંશ (પાણી)ને સુકવી નાખે છે. અએ જરથોસ્ત (તેવો મરદ-તેવી ઓરત) પોતાની નજરથી ઉગતા સોહામણા લીલા રંગના ઓરવરોના એક તૃતીયાંસ વધારાનો નાશ કરી નાખે છે."=વંદીદાદ પરગર ૮-૧૯-૬૩.

હવે નજરમા શકિત છે, તેનો ખરાબ ઉપયોગ કરવાથી તે ઝેર સમાન થઈ પડે છે, તેનો રૂડો ઉપયોગ કરવાથી તે અમૃત સમાન થઈ પડે છે. કાંઇબી સારી ચીજ જોવા પછી આપણા ઇરાની બાપદાદાઓ **શુકબોદા** કરી બોલતા હતા, તેમજ પોતાના બને હાથોની હથેલીઓ પોતાની આંખમાં દાબતા હતા. આ અસલવારેથી ચાલતી આવતી રાહ-રીતી અતીસ્ય મોતેબર હતી.

બદનજરનો એક દાખલો The Bombay Examminer પુરો પાડે છે. જે પ્રમાણે બે દોસ્તો એક બગીચામાં ફરવા જતા, ત્યાં ઉગેલા એક કોહોરાંની ઉપર તેમની નજર પડે છે. આ ફળ સરવેથી સુંદર, તાજુ તરફડતું ને વળી મોટું જણાય છે. ફકત એકની નજર તે ઉપર પડતાં તે બીજાની નજર તે ઉપર ખેંચે છે. પછી જરાવારે પાછું ફરીને જોતાં પેલું સુંદર કોહોરું સુકાઇને છોડું થઈ ગયલું જણાય છે!

બીજા દાખલામાં એક માતા પોતાના બાળકને ધવાડતી વખતે જોયા કરે છે, જે દરમ્યાન એક સાધુ ત્યાંથી પસાર થઇ જાય છે, તે તે સ્ત્રીને બાળકપર નજર ન કરતાં તેણીના ઘર સામે પડેલા એક પથ્થર પર નજર નાખવા કહે છે; તેમ કરતાં તે પથ્થરને તરળ પડી તે ફાટી જાય છે.

નજરથી કરીને સાંપ તેમજ માણસો ઝાડપર બેહેલાં કે ઉડતાં ચલ્યાને નીચે પાડે છે.

ઝાડપર બેહેલો વાંદરો અને જમીનપર બેઠેલા વાઘ સાથે નજરનો મેલાપ થતાં વાંદરો બીચારો ધપદેતોકે નીચે જમીનપર પટકાઇ પડે છે. નજરથી બીલાડી કુતરાને, અને સાંપ માણસને વસીકરણ કરતાં જણાયાં છે.

### *The Evil Eye.*

"In the Hindu Spiritual Magazine commenting on the 'Practice of Gaze' Mr. Suryaprakash exclaims as follawing:—

"A French peasant,' he says "was able to kill small birds by steadily looking at them."

" But Massol the opera singer had such evil eys, which slew. He had little small intellect, but had a wonderful voice and an eye which slew. One of his greatest successes, was his rendering of the 'Curse' Aria in an opera, called king Charles VI. During the singing of the Aria (says the Review of Reviews) if his eye fell accidently upon any one in the audience or on the stage, that person died. After he had killed a scene shifter, the leader of the orchestra, and an imfortunate merchant from Marseilles, the opera was excluded repertoire The writer of the article says, the "Science and practice of the Gaze" is known among the Hindus as " Trakata Yoga." The practice of the gaze gives you whatever you desire."—The Times of India 7-3-1912.

*Patti and the Evil Eye.*

"Adelina Patti believed in an evil eye. She would sacrifice a big pot of money any time, rather than sing when the conductor of the Orchestra showed a cast in an eye. Often she declared that many persons connecttd with the musical stage suffered ill luck because of the influence radiated by Offenbeach.

"She always held that he possessed the evil eye, and in her mind, the death of Emma Livry in the Paris Opera House fire was due to the fact that she performed in an Offenbeach ballet at the sime.

" She believed too, in the efficiebcy of amulets, and never failed to wear one to guared against malignant influences radiating from the eya balls of certain envious persons.

—Tit Bits 11-3-1922.

આવી બદનજરથી કુમલા બાળકો, નાજુક ઓરતો પછી બીજા માણુસોને મોટું નુકશાન થાય છે. ઘણી વખત તેનો જોશ વધી જવાથી પ્રાણુ જરીક જાય છે માટે આ દુરગુણુવાળાથી દુર રહેવું.

## ઘોરોને જમીનદોશ્ત કરનારને સવાબ શો ?

"જેટલું તેનું તન હોય, તેટલી મોટી આ કબરોમાંની (કબરને) જે કોઈ જમીનદોસ્ત કરી નાખે તો, (અગાઉ કીધેલાં પાપને માટે ગોયા) તે (માણુસ)ના મને, વચને, (તથા) કામે પતેત કીધેલી ગણાએ; (તથા) તેના મને, વચને (તથા) કામે (અગાઉ કીધેલાં પાપને માટ) તોજેશ કીધેલી ગણાએ."

(પર) "કારણુ કે સઉથી સરસ દુનિયા (ઇઆને બેહેસ્ત) તરફ આગળ (જવાના) મારગમા તે (કબર ભાંજી નાખનાર) માણુસની સામે બે મીનો (કે જે સ્પેનામીનો તથા ધનામીનો તેઓ) લડાઇ કરવાને (માટે) ઉભા નથી રહેતા. અએ જરથોસ્ત ! સેતારા તથા ચંદ્રમાં તથા સૂર્ય તે (કબર ભાંજી નાખી જમીનદોસ્ત કરનાર)ને આસિરવાદ દે છે, તથા હુ કે જે પેદાર કરનાર હોરમજદ તે (નીચે પ્રમાણે) તેને આશિરવાદ દેઉ છું.—

" અએ માણુસ ! એ પ્રમાણે તુંને મોટાઇ (હોજો) ! તું કે જે ફાંની દુનિયામાંથી અવિનાશી દુનિયામાં આવ્યો " ! વંદીદાદ પરગરદ ૭–૫૧–૫૨

આ ફકરો ઘણોજ વિચિત્ર છે. શું ઘોર ખોદુ બુલંદ બહેસ્તમાં જાય છે! અને તે માત્ર એક ઘોર ખોદી કે બસ થયું ! તેને બુલંદ બેહેસ્તની સરતીફીકેટ મળી ચુકી ! પછી અંતઃકરણે કે અષોઈએ તે ગમે એટલો મેલો કે ખુની સરીખો કાય નહી હોય ? આ કામ વિવેકથી ઉલટુ નીતિથી વિરૂધ તથા ન્યાય તથા તર્કશાસ્ત્રથી તદન ગેરકાયદેસરતું લાગે છે. આ અવસ્તાના કલામનો ઉકેળાવી તેનું મોતેબરપણું બાહેર પાડવાની દરેક અભ્યાસીની આઇન ફરજ છે. તેણે પોતાની જોખમદારી સમજવાની છે. અફસોસ ! ઘણાકના મનમાં તો વંદીદાદ તો આગળા જમાનાનો રીત-રેવાજો તથા વહેમોથી ભરેલો માત્ર એક સંગ્રહ છે; તેથી જેમ બને તેમ ઉતાવળથી એનો અભ્યાસ આટોપી નાખવા રાજી છે. ઘણાક સાહેબો વળી અવસ્તા લખનારાઓનાબી મહેતાજી થઈ નીકળીને તેમાં વહેમો અને ખાંમી શિવાય બીજું કશું જોતા નથી !

અતરે યાદ રાખવું જોઇશે કે તેવા કપુતોથી નેક મનશની વેગળી જાય છે, તેથી બેફામઃ બની જઇને હસવા સરીખો છબરડો કરી મુકે છે. ખોદા એવા ખામી ખોડ શોધનારાઓથી જરથોસ્તી ધર્મના કલામોને એક હજાર મૈલ વેગળા લઈ જઈ મુકે તો ઠીક ! અને તે સાહેબ એમાંથી

તેઓનું પેટભરૂ સાધનબી લઇ લે તો વળી હજારો હજાર શુક્રાના તથા નેઆમત !

ચાલો આપણે ત્યારે આપણને અપો હોરમજદે બક્ષેલી કમીની બાકલ પરમાણે ઘણીજ પવિત્રાઇથી અર્પણ કરેલાં દીલ સાથે આનો મનપસંદ ખોલાસો શોધવાની નમ્ર તજવીજ કરીશું.

ત્યારે આ ઘોરો તે શું ? એ માટે અસલી ગ્રીક વિચાર એ છે, કે જે માણુસમાં ખોદાઇ નુર, ખોદાઈ ગ્નાન, અથવા ડહાપણ વાસો કરતું ન હોવાથી, તેમાનુ સ્થાન એફામ પડેલું હોય છે, તેને પોતાની તેમજ તેના ખોદાઈ વારસાની જરાબી સુધ્ધી હોતી નથી; તેવા આત્મા વગરના સઘળા ખોદેલ મનુષ્યોને Whited Sepulchers ( સફેદ ચુનો ઘોરેલી ઘોરો )ને નામે બોલાવવામાં આવતા હતા. આવા ખોદાને નહીં પીછાણનારા લોકો તો કાંઈ કરોડોજ નહીં પણ અબજોની સંખ્યામાં થઈ ગયા છે, ને હાલેબી હસ્તી ભોગવે છે. ત્યારે આવી ઢોર જેવી જીંદગી ગુજારવાની હાલત માટે તેઓ કહી ગયા છે, કે—

"To be carnally minded is death" એટલે હવસી ખાસ્યત ધરાવનારા માણુસો તો ખરેખરા મોહોતના સ્વરૂપો છે. તેઓમાં મોહોત વાસો કરી રહેલું છે તેથી આવી હેવાનતભરી જીંદગી ગુજારનારાઓ તો આત્માની હાજરી વગરની જીવતી ઘોરો છે.

મી. હેનરી ડ્રમોંડ એ બાબે શું કહે છે તે સમજીશું:—

"Not only in his relation to the spiritual man, but to the whole spiritual World, the natural man is regarded as dead. He is a crystal to an organism. The natural world is to the Spiritual as the inorganic to the organic. "To be carnally minded is Death"—(Rom. VIII, 6).

"Thou haste a name to live, but art Dead" (Rev. III, 2).

"She that liveth in pleasure is Dead while she liveth" (I, Tima, V. 6).

"To you hath He given Life which were Dead in trespasses and sins." p. 67.

"Spiritual life, is the sum total of the functions which resist sin. The soul's atmosphere is the daily trial circumstance, and temptation of the world: And it is the life alone

which gives the plant power to utilize it, so it is the spiritual life alone which gives the soul power to utilize temptation and trial, and without it they destroy the soul. How shall we escape if we refuse to exercise these functions in other words, if we neglect? p. 93.

"The soul that sinneth, "it shall die." It shall die not necessarily, because God passes sentence of death upon it, but because it can not help dying. It has neglected the functions which resist death, and has always been dying. The punishment is in its very nature, and the sentence is being gradually carried out along the path of life, by ordinary processes which enforce the verdict with the appalling faithfulness of law. p 94.

"The spiritual world is simply the outer-most segment, circle or circles of the nature world.........p. 141.

"Suppose we give this outermost circle of environment a name. Suppose we call it God. Suppose also we substitute a word for correspondence to express more intimately the personal relation. Let us call it Communion. We can now determine accurately the spiritual relation of different sections of mankind. Those who are in Communion with God live; those who are not, are dead". p. 142.

"The mind of the flesh, by its very nature, limited capacity, and timeward tendency is 'Death'. This earthly mind may be of noble calibre enriched by culture, hightoned virtuous and pure. But if it know not God? What though its correspondence reach to the stars of heaven, or grasp the magnitudes of Time and Space? The stars of heaven are not Heaven. Space is not God. This mind certainly has life, life upto the level. There is no trace of Death. Possibly too, it carries its deprivation lightly, and, upto its level, lives content. We do not picture the possessor of this carnal mind as in any sense a monster. We have said, he may be hightoned, virtuous and pure. The plant is not a monster because it is dead to the voice of tho bird, nor is he a monster who is dead to the voice of God. The contention is at present simply is that he is Dead.

We do not need to go to Revelation for the proof of this. That has been rendered unnecessary by the testimony of the dead themselves. Thousands have uttered themselves upon their relation to the Spiritual World, and from their own lips we have the proclamation of their Death." pp. 144.

(*vide* The Natural Law in the Spiritual Law by Mr. Hen. Drummond.)

અતરે ઉપલાનો સાર એ છે કે સાધારણ માણસો ઘણું કરીને મોહોતને આધિન હોય છે. આપણે જેને સાધારણ રીતે મોહોત કહીએ છીયે, તે તો આ ખાકી ખોળયું છોડી જવાના સબબ વીશે આપણે માત્ર ઈસારો કરીયે છિયે, પણ અતરે દર્શાવેલું ખરૂં મોહોત તો કાંઇ જુદુંજ છે.

આપણ સરવેને માલમ તો છેજ, કે આપણુ સર્વ તે મીનોઇ બાપ અહુરમજદના બચ્ચાં છીયે. અને તેમ છે તો પછી અહુરમજદનુ મુકામ જે ગરોથમાન બેહેસ્ત તે આપણું અસલ વતન છે. હવે બેહેસ્તની વ્યાખ્યા ધ્યાનમાં લઇએ તો તે માત્ર એટલીજ છે, કે જયાં હંમેશની ખુશાલી-આનંદ અને શાંતિ વ્યાપી રહેલાં છે, એવી જગ્યા અથવા બરોબર રીતે બોલીએ તે **હાલત.**

પણ આ દુનિયા પરની આપણી હાલની હાલત તરફ નજર કરતાં તો ઉલટુંજ માલમ પડે છે. અહીંયા તો હમેશની અશાંતિજ નજરે પડે છે. ત્યારે એ ઉપરથી આપણને તો એવું માલમ પડે છે, કે આપણે તે મીનોઇ વારસો ગુમાવી દીધો છે, અને એમ નહીં હોય તો બેહેસ્ત જેવી કાંઈ પણ ચીજ હૈયાતી ભોગવતી હોય એમ માનવુંબી વાહીયાતજ ગણાય.

પણ માણસનું મનજ એવું બનાવેલું છે કે તે હમેશાં સુખની શોધમાંજ ફરે છે; અને તે મેળવ્યા વગર તેને જરાબી જપ મળતીજ નથી; તે બતાવે છે કે તેને જયારે તે ખરૂ સુખ મળશે ત્યારેજ તે શાંતિ પકડીને બેસશે. એ ઉપરાંત અમર ને અખંડ સુખ જેવું કાંઇ છે, એવી હાલત જે કોઈ મહાત્મા નરોએ મેળવેલી છે, તેઓએ આપેલા પુરાવાપરથી આપણની વધુ ખાતરી થાય છે કે જે સુખની શોધમાં આપણે ફાંફા મારીએ છે, તે ખરેખરૂં હસ્તી ભોગવે છેજ, પણ હાલે તે ગુમાવી બેઠા છીએ, તેથી તેના અજ્ઞાનપણાને લીધે તેની હસ્તીજ માનવાને આપણે ના પાડીએ છીયે ખરા. પણ જો પેગામબરોને મહાત્માઓએ તેનો અનુભવ મેળવી આપણને ખાતરી કરી આપી ન હતે તો તેથી કરી આપણી હાલત ઘણી કઢંગી થઈ પડતે.

હવે આપણે સાધારણ રીતે સમજીએ છીએ, કે આપણે મીનોઈ વારસો ધરાવીએ છીએ, તે આપણે તે કોણ? શું ખાકી શરીર, કે જેનો નાશ કોઇ પણ વખતે થશે એતો ચોક્કસ છે, તે ખરેખર આપણે છીયે? જો આપણે ખાકી શરીર હતે તો જે અમર્ગી વીશે આપણે બોલીએ છીએ તે ખોટી ઠરે. પણ આપણામાં કાંઇ એવી ચીજ છે, કે જેને ખાકી શરીરના નાશ સાથે કશી નીશબતજ નથી, તેનાપર કસી અસર થતી નથી, તેને ખાકી શરીર સાથે કશુ લાગતુ વળગતુંજ નથી. તેનાથી આ શરીર આપણે ધારણ કીધું છે, પણ આ શરીરને લીધે તે નથી. ત્યારે તે અંદીઠતત્વ કયાં છે, કોણ છે, શું છે, એ બાબે આપણ કશું જાણુતા નથી, કે જાણુવાની તજવીજ વટીક કીધી નથી. જો તે મીનોઇ વારસો આપણી પાસે અને આપણામાં હોય તો તે બાબે આપણને માહીતી વટીક નથી, જાણે તે અને આપણી વચ્ચે કાંઇ આડો અંતર છે, તે એક ઘોરી દીવાલની પછવાડે છુપાયલું છે. આ દીવાલે જો તુટે તો તે અને આપણા વચ્ચેનો અંતર તુટી જઇને સળંગ સંબંધ થાય તોજ આપણે તેને ઓળખીએ; અને ત્યારેજ આપણને માલમ પડે કે **તે** અને **આપણે** કાંઈ જુદા નથી પણ બંને એકજ છીયે. હવે આપણે એ માટેની ઓજરખાહી વાળી તજવીજ કરીને તે આડો અંતર તોડી પાડવાને જરા અંત:કરણથી જેહમત ખેંચતા નથી; જેને સબબે આપણને આપણી બેદરકારીથી ખમવું પડે છે, અને તે આડા અંતરની આસપાસ ભમ્યા કરીએ છે. મરણ પછીબી એ આડો અંતર દુર કરવાને આપણી અજ્ઞાનતાને લીધે આપણામાં તાકાત્ત નથી. આ તાકાત નહીં આવવાનું કારણ કોઇ ખરો દુશમન આપણને દુન્યવી લાલચો દેખાડયા કરીને તેની મજાહમાં નાખીને આપણા મીનોઇ વારસાની વાત બાબે હમેશાં આપણને વીસરભોમાં નાખે છે. તે એવો તો જોરાવર દુશમન કોણ છે? તે માણસની **ઇચ્છા-વાસના** છે જેનો ધુમાડો એવો તો ઘટ હોય છે કે તેની અંદરથી આપણી મનની આંખોને પસાર કરીને તેની પછવાડે શું છે, તે આપણે જોઇ-જાણી શકતા નથી. તેની ધુઈથી આપણું મન હમેશા ચિત્તભ્રમ થતું રહેતું હોવાથી, તેથી અંધારો પરડો ફરી વળે છે, ને આપણે તદન વીસરભો બની રહીયે છીયે. તેની પોલાદી જંજીરમાં આપણે એવા તો સીકડાયલા છીયે, કે કોઈબી ભોગે તેને તોડી નાખવાને આપણે નસીબવંત નિવડતા નથી. આ આપણી હાલત ઈંડાંના કોતલાંથી ઘેરાયલી અને બાહેરની વિશાળ દુનિયાથી બેખબરાં મરઘીનાં પીલાં સમાન છે. પણ જયારે તે

મરઘીનું પીલું ઉધરભવ પકડે છે, ત્યારે તે સેવન બેઠેલી મરઘીના તાપથી આપોઆપ ફુટે છે, નહીં તો શીયાણી મરઘી પ્રેણા બુધ્ધિથી દોરવાઇને તે ઇંડાંને જરા સરીખી ચાંચ મારે છે, કે તે પીળું તુરત બાહેર નીકળી પડે છે. પછી તેને અંદરની અંધારીને બાહેરની જળકાટવાળી દુનિયા વીશે કાંઇક ભાન કુદરતી રીતે થાય છે.

આપણે ત્યારે ખરા મીનોઇ વારસોજ ધરાવનારા છીયે, આપણી હાલતબી પેલા ઇંડાંના કોતલાંમાં ઘેરાયલાં મરઘીના પીલાં જેવીજ કફોડી છે. પણ આપણું આ કેદખાનું કે પછી મોટા પ્રમાણમાંનું આપણી આસપાસ વિતળાએલું તેમજ ઇડાં જેવું સફેદ અને ઇડાં જેવાજ આકારનું પડ અથવા ખોલ્લો કે કેદખાનું કેવી રીતે તુટે ?

હવે આગળ આપણે જોઇ ગયા હતા કે ખાકી માણસ જાતને ગ્રીક ફીલસુફો **સફેદ ચુનો ધારેલી ઘોરો** કરી ઓળખાવી ગયા છે, જેમાં ખરેખરો નર પુરૂશ કે પછી રવાન કેદ પડેલુ છે; ને તે સદંતર બેભાન છે. એ ઉપરથી હવે આ સફેદ ઘોરને માણસના જેટલા કદના મોટા પ્રમાણના ઇંડાંને એકજ ગણીશું. હવે આ સફેદ ઘોરો તે કાંઇ માત્ર આપણું ખાકી શરીર હોય નહી; તે ઉપરાંત તે કાંઇ વધુ બારીક પડનું હોવું જોઇએ. કારણ કે તે સફેદ પડ આપણું ખાકી શરીરજ હતે તો, પછી શરીર નાશ પામતાંજ તે કેદખાનામાંથી તે ખરો પુરૂશ (રવાન) છુટો થઇને પોતાના બાપીકા વતન તે ગરોથમાનમાં જઇ બેસ્તે તેને કોઇબી રીતે અટકાવનાર કોઇ રહેતે નહી. પણ તેમ થતું નથી, એ આપણી સાધારણ માન્યતાને ધર્મ શાસ્ત્રોને આધારે કહીયે છીયે. તેમ થતું હતે તો પછી આપણને ગુજર પામેલાઓ માટે ધર્મ ક્રીયા કરાવાની તકલીફ ઉઠાવી પડતે નહી; જેમ બનવું મુસ્કેલ છે. એવું હતે તો પછી દોજખને બેહેસ્તના જુદા જુદા તબકકાબી હસ્તી ભોગવતે નહી. અને માણસને આ દુનિયા છોડી જવા પછી કાંઇબી તકલીફ ને હાડમારી ખમવી પડતે નહી. દુ:ખ ખમવા પછી તે સીધ્ધો ઉતર્યો છે કે નહી તેની તપાસ લેવાવી મીઠયા થઇ પડતે. તેની ઘડી ઘડી તપાસ લેવાઇને તેની કસોતી થતે નહી, અને તેની કસોતી કરવા સારૂં તેને સેતાનના હવાલામાં સોંપતેબી નહીજ.

હવે ત્યારે ખાકી દેહ છોડવા પછીથીબી પોતાના મીનોઇ બાપ (હોરમજદ)નું ઘર કાંય દૂર છે, તેમજ તેને તે મીનોઇ વારસામાંથી કાંય બાકાત રાખવામાં આવેલો છે, એ સઘળાં બાબે જ્યાંસુધી તેને ગ્નાન થાય નહી, ત્યાં સુધી તે અટવાયાજ કરે છે.

હવે ત્યારે આ ઇંડા જેવા આકારમાં ઘર કરી પડેલો કે નાખુશી કેદ પડેલો ખરો પુરૂશ તે જગ્યામાં પડી તે કયા સુધી રહેશે ? તેનો છુટકારો કરવાને કોઈ પહેલવાન (માહત્મા) મોકલવામાં કાંય નહી આવતો હશે ? પણ તેવી તજવીજ તો હરહમેશ થતી રહે છે, પણ તેનો રાહબર (મહાત્મા) તે શું કરે ? તે અંદરથી જ્યાં સુધી ફસફસાટ કરે નહી અને બાહેર આવવાને આર્જુ કરે નહી, પણ એક જંગલી માણસની માફક ખાવું ને ઉંઘાવું (અજ્ઞાનતામાં પડી રહેવુંજ) પસંદ કરે તો પછી તેનો બાહેરથી ગુરૂ કાંઈબી મદદ કરી શકેજ નહી. તે લાચાર બની તેના ઘરના ઉપર આગળ જીજ્ઞાસાથી ઉભો રહે છે. તે જાણે છે કે ઇડાંને અજ્ઞાનતા સાથની બેદરકારીવાળી અને આળશરૂપી મંડતા અથવા ઠંડી લાગુ પડેલી છે, તેથી તે ફાટતુ નથી; અને જે વસ્તુ નીર્જીવ હોય છે, તેમાંથી ચૈતન્ય ગેરહાજર હોય છે; અથવા નહી તો મંદાગ્નિ હોય તો તેથી તેની હાલત સબડ્યા કરીને જેવીને તેવીજ રહે છે. હવે સંતાપ એ થઈ પડે છે, કે તે કયાં સુધી કાચીને કાચી હાલતમાં પડી રહેશે. તે ઇંડું ફાટે એવા ઉપાય શો કામે લગાડીએ ? તેમાના કુમળા જીવને સલામત કેવી રીતે બાહેર કાઢીએ કે તે પછી ઉધરભવ પામી મોહું થાય ! તેને તો મરઘી જેવી માતાના પ્યારની હુંફ જોઈએ છીયે; કે તેણીની હુંફથી પોખાઇને જોશ કરી તે બાહેર નીકળી પડે. આ હુફ તે મીનોઇ ગુરૂના સતસંગ સાથનો અખંડ પ્યાર છે. ગુરૂના અખંડ પ્યારથીજ તે કેદ પડેલો પુરૂશ છુટો થાય છે. ત્યારે તેનું આ હમેશનું કેદખાનું તે તેનું કામ રૂપ શરીર અથવા અવસ્તામાં જેને તેવીષી કહે છે, અને ઇંગ્રેજીમાં જેને **Astral Body** (એસ્ટ્રલ બોડી) કહે છે; જેનો આકાર ઈંડાં જેવો ગોળ તથા સફેદ છે. તે આપણી સફેદ ઘોર (Whited Sepulchre) છે તેને વળી ચંદ્રમાંની દુનિયાબી કહે છે, તે આપણી આસપાસ વિંટળાયલું છે. તે આસપાસ વિંટળાએલી દુનિયા અથવા sphere જયાં સુધી તે ભાગી જતું નથી, ત્યાંથી કેદમાં પડેલા અને અર્ધ બેભાન હાલતવાળા મીનોઇ પુરૂશને જે તંદ્રા લાગુ પડેલી છે, તેમાંથી (બેહોશીમાંથી) તે છુટો થઇને પોતાની આગળ વધવાની મૂસાફરી તે લંબાવી શકતો નથી.

અત્યાર તુલીકમાં ઉપલા અવસ્તાના ફકરાઓ બાબેનો કાંઈક ગુંચવાડો દુર કરવાની નમ્ર કોશેશ કીધી છે. તો પછી આપણને ખોદાએ બક્ષેલી અકક્લ પ્રમાણે તેનો તરજુમો સમજણમાં લેવાની એક અદના કોશેશ કરીશું:-

માણુસના શરીરની આસપાસ તેની ઇચ્છા વાસનાનું અંદીઠ પડ ફરી વળેલું હોય છે, તેને કામ રૂપ અથવા તો તેવીપી કરી કહે છે, જ્યારે એક માણુસ ખરેખરો જાગૃત થાય છે, અને તેની મીનોઇ હાલત બાબે તેને ભાન થવા માંડે છે, કે પછી તે અષોઈ પાળવા માંડે છે; તે અષોઈ ત્રેવડી (મન, વચનને કામની) હોય છે. જે કોઈ, મન-વાચા-કર્મને સારી વળણુ આપે છે, અને ઉત્તમ નીતિના કામો પાછળ મંડે છે, તે એક જાતની તપ કરે છે; તે તપનો તાપ પછી એટલો તો વધી પડે છે, કે જેને પરિણામે ઇચ્છા વાસનાનું તેની આસપાસ વિંટળાએલું શરીર, જે તેની કબર છે, તેનો તે નાશ કરી શકે છે. તે શરીરનો નાશ કરી નાખ્યો કે તે હમેશ માટે છુટો થઇને તેના બાપનું ઝળકાટવાળુ મુકામ જે ગરોથમાન બેહેસ્ત તે તરફ સરળ ચાલ્યો જાય છે તેની ઉપર સપેનામીનોની વૃદ્ધિ કરનારી તેમજ ધનામીનોની નાશ કરનારી વીરૂધ શક્તિઓની ખેંચાખેચ થતી અટકી પડે છે, તેને તેમનો બાધ નડતો નથી, તે હવે તે બાધની ઉપરવાટે થયો છે તેથી હવે તે ગુણોનાં આકર્ષણુથી નિરાળો થયલો હોવાથી જન્મ મરણુના ફેરા-આંટી બાતો હમેશ માટે અટકી પડે છે. હવે તે તેના પોતાના ઉંચ મનસ (રવાન), બુધ્ધિ વિગેરેની સાહેતા હેઠળ મુકાયો છે; જેમના મીનોઈ તેજોમય પ્રકાશમાં તે દીપી નીકળે છે. જેને પરિણામે તેના બાપીકુ ઘર (ગરોથમાન) તરફ જવાનો રસ્તો રોશન-ચેરાગ જેવો ઝળઝળી રહે છે. એ ઘર આગળ આવતા તેને અંતઃકરણુની ખુશાલી સાથનો આવકાર અપાય છે. એટલે કે તેનામાના અમર તત્વો રવાન-બુધ્ધિ, આત્મા સાથે એકત્ર થઇ જઇને અખંડ બ્રહ્માનંદની ખુશાળી ભોગવતા થાય છે.

જ્યારે મીનોની દુનિયા સાથના જોડાણુનો વખત આવી લગે છે ત્યારે આ આડો અંતર આ એસ્ત્રેલબોડી-તેવીપી-કામરૂપ શરીર ફાટે છે તે વખતે જ્ઞાનીઓ કહે છે, કે એક ટોપ ફુટવા જેવો અવાજ ચેલાને સંભળાય છે. તેનો ખ્યાલ આપણે પાતાળ કુવા ખોદતા જે અનુભવ થાય છે તે ઉપરથી કાંઇક લાવીશુ, જ્યારે કુવો ખોદતા ખોદતા સુકી જમીન થઈ જાય છે ને ઘણા સુધી ઉંડાણુ જવા છતાં પાણી મળતું નથી તે વખતે ત્યાં પોકળ જમીન હોય એવો ઠોકવાથી અવાજ થાય છે તે જગ્યા પાછળથી ટોપ જેવા અવાજ સાથે તુટી જઇને મીઠાં અમૃત જેવાં પાતાળ પાણી-અભંગ પાણી-કદી ખુટે નહી એટલાં પાણી ઉપર ચડી આવે છે. એજ ખ્યાલ મીનો

નો લેઓ. ત્યાંબી પાણી અભંગ ચઢી આવે છે ને બધે ફેલાય છે, તે પાણી મીનોઈ જીંદગીનું છે. તે અમરગી લાવે છે માણસને નવો જન્મ આપનારૂં બને છે તેના અમૃત પાણી પીને માણસ હવે અમર્ગ બન્યો હોય છે.

અતરે જણાવેલા મહાતાબ, (ચંદ્ર,) સુર્ય, સેતારા, તે તે માણસમાની મીનોઇ જગતમાં જાગૃત થઈ કામે વળગેલાં અમર અથવા મીનોઈ તત્વો છે.

આટલું લખવા પછી એક ગુપ્ત જ્ઞાનની ચોપડીમાંથી માણસની ખાકી હાલતમાં મરણ જેવી હાલત માટે આપણા વીચારને મળતી જે સરખામણી મળે છે, તે અત્રે તાંકી બતાવીશું:—

"The present earth-life is a fall and punishment. The soul dwells in "*the grave which we call the body*"; and in its incorporated state, and previous to the discipline of education, the noetic or spiritual element is "asleep". Life is thus a dream, rather than a reality. Like the captives in the subterranean cave described in the Republic, the back is turned to the light, we perceive only the shadows of objects, and think them the actual realities."=The Isis Unveiled Vol. I pp. XIII—XIV.

## લાંબો વખત બીછાણામાં પડી રહેવાનું જોખમભર્યું કાય છે?

"તે (પરોદર્શ મરઘો) કામ કરવાને શુરૂ આપનાર બામદાદને વખતે નીચે પ્રમાણે પોકાર કરે છેઃ—

"અએ માણસો! તમો ઉઠો, સૌથી સરસ અષોઇની વખાણ કરો, (તથા) દેવોને દફે કરી નાખો! (નહી તો) કે તે લાંબા હાથવાળો બુષ્યાંસ્પ (નામનો) દેવ તમારી તરફ દોડી આવે છે. તે (બુષ્યાંસ્પ દેવ) (એવો છે કે) તમામ હાડમંદ દુનિયાંના લોકો જેવી બામદાદ પડીને જાગૃત થયાં તેવાં તેઓને પાછાં સુવાડી દે છે. અએ માણસો લાંબી ઉંઘ તમોને સજાવાર નથી."=વંદીદાદ ફરગરદ ૧૮.

આપણે જાણીએ છીએ, કે—

Early to bed and early to rise,
Makes a man healthy, wealthy and wise.

આપણા ધર્મમાં દાહાડો ને રાત મળીને આંઠ કલાક ઉંઘવાની ભલામણ કરેલી છે. તેજ પ્રમાણ આજનું વૈદકશાસ્ત્રબી તેટલોજ વખત પુરતો ધારે છે.

વળી આપણા ધરમમાં અથોરનાનનાં ઉજ્જમને વખાણેલો છે. તેમાં કહેલું છે કે " તેને તું અથોરનાન કહે જે સારી રાત અબોદને વખાણે છે. "

ખરેખર આળશુ માણસજ તેને મળતી સોનેરી તકો ગુમાવે છે ને પોતે જન્મભર દળીદ્રતામાં કાઢે છે. આપણ માણસ જાતની માન્યતા છે, કે તે સાહેબ ગમે તેવા ગરીબ માણસનેબી તેની સ્થીતિ પ્રમાણે એક વખત સારા સંજોગો મેળવી આપે છે, તેનો જો તેણે લાભ લીધો તો તેને ત્યાંથી તંગી જેવા કષ્ટનો નાશ થાય છે. જો તક ચુકયો તો ભવ ચુકયો બરાબર છે. માટે તે કામ એક ઉધોગી માણસના હાથમાં શાબેત રહે છે. બીજા આળશુ-ઓ તે તકનો લાભ લેવાથી બેનસીબ રહીને પછી કુદરતને તેનો દોશ દે છે, માટે ભાઇઓ ઉજ્જમ કરજો ઉજ્જમ કરજો ને ઉજ્જમ કરજો તેનો બદલો પરવરદેગાર જરૂરજ આપશે.

હવે લાંબો વખત બીછાણે પડી રહેવાથી વધુ શું શું ગેરફાયદા થાય છે, તેનું વર્ણન અતરે કરીશું:—

## *The Danger of Lying in Bed.*

Lack of muscular exercise says the Hospital Weekly, is the first result of lying in bed. As a result the appetite is weakened, the digestive action slows down, and the muscles of the stomach, and abdomen cease to act upon the intestinal mass. When the body is in a recumbant position, the heart works with the least expenditure of effort and the least fatigue, and the fatigue, and the circulation, and the functional activity are decreased.

" But unless the subject is exceptionally vigorous all the benefits are counterbalanced by dangers, in bed, the subject is shut away from fresh air and sunlight. The result of that deprivation is a condition similar to anaemia. But the supreme menance to the weak or aged confined to bed is the clogging of the pulmonary circulation, an action which frequently results in passive congestion of both sides of the lungs. For this *reason the simple fracture of a bone may be the cause of death,* because when the patient lies in bed there is no movement of the muscles to act as an incentive to deep breathing. = The Scientific American Homes and Gardens Feb. 1913 (p. 6.)

બીછાણામાં લાંબો વખત પડી રહેવાથી કરીને પથરીનો રોગ થવાના સંભવો રહે છે, એવો ઘણો ભય બતાવવામાં આવે છે. કારણ કે પીશાબમાના પ્રવાહીનો ભાગ અથવા પાણીનું તત્વ પરસેવા રૂપે ઉડી જઇને તે ઘટ થઈ જાય છે તેમજ પીશાબ, ઝાડો વખતસર ન થવાથી તેનું ઝેર શરીરમાં દાખલ થાય છે, જેને Auto intoxication નામે ઓળખવામાં આવે છે. આ ઝેર બાહેર કાઢી નાખવામાં વીલમ લાગે છે, તો પછી ઘણા ભયંકર દરદો જન્મ પામે છે. એમાંની એક મુખ્ય ફર્યાદ ઝાડાની કબજીઆતની છે. આને લીધે ઘણા માઠા પરિણામો નિપજે છે.

પણ અતરે દરશાવેલી આળસ મીનોઇ જ્ઞાન લેવામાં ઢીલ કરવા બાબેની છે. તે સોનેરી ટક નહી ગુમાવવી જોઇએ છે. કારણકે એ જ્ઞાન વગર માણસ હેવાનજ રહે છે.

**હવસોના ઝેરો.**

જરથોસ્તી ધરમ હુમત-હુખ્ત-અને હુવર્સ્ત પ્રમાણે ચાલવાને તેમજ દૂશમત દુઝુહુખ્ત, અને દુઝુવર્શ્ત ત્યાગ કરવાને ફરમાવે છે. આસ્પેનામીનોની તરફ લઈ જનારી મીનોઇ ત્રગડી હુમત-હુખ્ત-હુવર્સ્ત બેહેસ્ત તરફ લઈ જઈ મુકે છે તેમ દુસ્મત, દુઝુહુખ્ત, દુઝુવર્શતની બનેલી ત્રગડી દોજખ તરફનો રસ્તો મોકળો કરી આપે છે.

વળી પહેલી ત્રગડી અષોઈ વધારે છે, બીજીત્રગડી બદમાશીનું મુળ છે.

પહેલી ત્રગડીથી તંદુરસ્તી આવે છે; બીજીથીકરી તબીએતમાં બગાડો થાય છે, ને તે રોગનું મૂળ છે માટે તેનો ત્યાગ કરવાનું ફરમાવેલું છે.

પહેલી મીનોઈ ત્રગડીથી ખાકી શરીર પર આસિરવાદ લાવનારી અસર થાય છે, બીજી ત્રગડી તે શરીર પર નાશ લાવનાર મૂળ સાધન છે.

પહેલી ત્રગડી ડહાપણ, પ્યાર, ઉજમ, જાતિભોગ, સખાવત રીદાગીરી, નમ્રતા, ઉદયોગ, વિગેરે શિખવે છે.

બીજી ત્રગડી અજ્ઞાનતા, અદેખાઇ, આળસાઇ, લોભ, બખીલી, ક્રુરતા, અહંકાર હરામખોરી ગ્રહણ કરવા તરફ ઢળે છે.

એવા એવા સારા કે માઠા લક્ષણોથી કરીને ખાકી શરીર પર અસર થાય છે. તેમની છાપ તેમના શરીર પર ને મુખ્ય કરીને તેમના ચહેરા પર જણાય છે. ઘણાક ચહેરા શાંતિવાળા, આકૃષિક, નિર્દોશતા, અને દમામદાર દેખાવો રજુ કરે છે ને તેમની કુદરતી બુલંદ ખાસ્યતને આભારી છે.

બીજા હાથ પર કેટલાક ચહેરા ગુસ્સાબાજ, મગરૂર, ક્રુર અને ઘાતકી દેખાવો રજુ કરે છે, તે તેમની બદખાસ્યતને આભારી છે.

જુદી જુદી ભલી કે બુરી લાગણીઓની અસર શરીરને મન પર થાય છે, અને તે વાટે તેમની અસરો લોહીમાં દાખલ થઇને તેના ધપકારાઓ વધુ કરે છે, મધ્યમસર રાખે છે; કે વળી ધીમા પાડે છે. તેમની અસરથી લોહી કેવું ઝેરી બની જાય છે તે બાબે નીચલો લેખ જોઈ જઈશું:—

" વોશીંગટનવાળા પ્રો. એલમરગેટસે કેટલાક અજાયબ જેવા અખ્તરા કીધા છે, તે ઉપરથી ગુસ્સો, અદેખાઈ, દલગીરી, ફીકર ચીંતા વિગેરેથી માણસને કેવી રીતે ઝેર ચઢે છે, તે બતાવી આપે છે.

" Chemical re-agents (કેમીકલરીએજંતસો) કામે લગાડીઆથી માલુમ પડયું છે, કે આ જાતની લાગણીઓથી કરી માણસના શરીર વાતે જે જુદી જુદી જાતના પ્રવાહી અથવા રસી બાહેર પડતા હતા, જે મેળવી એકઠી કરી શકાય એમ હતું. દાખલલા તરીકે ગુસ્સાને લીધે એક તપકીરીયા રંગનો ભૂરો ઠડો ઉત્પંન થયો હતો, જે બીજા માણસોમાં અથવા પ્રાણીઓમાં દાખલ કરવામાં આવતાં જ્ઞાનતંતુઓમાં ઉશ્કેરાતું ઉત્પંન કરી શકાયું હતું. પણ અદેખાઈના બાબમાં બોલીએ તો તેથી ઉત્પંન થયલી રસીઓ અથવા પ્રવાહીઓ એટલા તો ઝેરી હતા, કે જ્યારે તેઓને એક 'ગીનીપીગ'ની, નેસોમાં પીચકારી મારી દાખલ કરવામાં આવ્યા કે તે થોડીક મીનીટમાં મરણ પામ્યું. [ સરખાવો અતરે એક લીલી આંખવાળું માણસ અને લીલો સાંપ ! ]

"અએ હોમ ! (જેહેરી માણસોની ખરાબીઓથી) (મારા) વિચારને તું દૂર લઇજા. અને જે ઘરમાં કીનાખોર માણસ હોય, આએ ઘરમાં, જે (કોઇ) આ દેશમાં હોય, તેના બે પગમાંથી (તું) જોર લઇ લે, તેની હુશીયારીને આસપાસ તું ઢાંકી નાખ (તથા) તેના મનને (અથવા વિચારને) તું તુટેલા કર. જે શખ્સ હમારા શરીરને નુકશાન કરે છે, તેના બે પગને (અએ હોમ !) તું શક્તી આપતો ના. તે બે આંખોથી જમીનને નહી જોઈ શકે; તે માણસ બે આંખોથી સૃષ્ટિને નહી જોઈ શકે." (હોમ યશ્ત). હવે પ્રોફેસર ગેટસ જણાવે છે, કે "ધીક્કારથી કરી સૌથી નાશકારક ઝેર ઉત્પંન થાય છે, તે ૪૦) માણસોને મારી નાખવાને પુરતું હોય છે." = **The Herald of the Golden Age, July 1907.**

ત્યારેજ જરથોસ્તી ધર્મે આગળ જાહેર કરેલી સચ્ચાઈ હમણા શોધી કાઢવાની તજવીજ થઇ છે. ખાકને (અષોઈ માણસના શરીરને) બંચાવવા માટે લીલા બીહામણા તથા ઝેર ઉત્પંન કરનાર (મનરૂપી) સાંપની સામે અએ લીલા હોમ ! તું હથિયાર માર ! (હોમ યશ્ત). શરીરને ઝેરી અને રોગીષ્ટ બનાવનાર માણસનું મન છે. (૧૯૧૨ માંજ વૃતમાનમાં સેવકે લખેલા વિષય ઉપરથી)

## સૌથી ભાગ્યશાળી કેણુ ?

" જે કીર્તિવાળો શખ્સ પોતાની કીર્તિને જાળવી રાખી શકે છે, તેને ખચીત બધાઓમાં ભાગ્યશાળી જાણવો."=ઉસ્તવદ ગાથા હા ૪૩-૨.

જો આ ઉપલા શબ્દો આપણે આપણા વિશયને લાગુ પાડીયે તો પછી કહીશું કે—

પુરેપુરી અષોઈ સંપાદન કરવા પછી, અષોઇ પકડી રાખવી ને તેની હમેશ જાળવણી કરવા તેને નીભાવવી એ સર્વથી મુષ્કેલ કામ છે. કારણકે એતો જાણીતું છે, કે ભલા ભલા સંત-સાધુઓ (saints) વટીક કીર્તિની ટોંચે પુગવા પછી તેઓમાં કોઈ બાબદની અષોઈમાં ખામી પડવાને લીધે તુટી પડેલા હતા, તો પછી કમીન મનુષ્યોના તે શો આશ્રા? એટલા માટેજ ગાથા ઉપલી ચેતવણી આપે છે, તે દરેક જણે ગોખી રાખવા યોગ્ય છે. ચઢતો દરજ્જો મેળવવા પછી જો પવિત્ર પુરૂષો નીચે ગબડી પડે છે, તો રાવણ જેવા બ્રહ્મ રાક્ષસો થાય છે.

હવે ડગલે ને પગલે અવસ્તા તો કહે છે, કે અષોઇ ધ્યાનમાં રાખો, અષોઈ અખત્યાર કરો; એટલે પ્રકટીકરણના સરળ માર્ગે ચાલ્યા જાઓ, ને પાછળ હઠો ના, એટલે Degrade કે Degenerate ના થાઓ.

એટલા માટે અષોઈ પાળવા સારૂ Prof Ray Lancaster શું કહે છે, તે તપાસીએ.

" We have as possibilities, either Balance or Elaboration or Degeneration."=E. Ray Lancaster.

" આપણે આપણી હાલતમાં સમતોલપણું જાળવી શકીએ, અથવા તો તેને ચઢતે દરજ્જે લઇ જઈ મુકીએ, અથવા નહીં તો કેવળ તદન હલકી પંકિતપર લાવી નાખિયે."

પણ એક વહેવારૂ દાખલો રજુ કરવામાં આવે, તે એ છે કે:—

"પાળેલાં કબુતરોમાં જાત જાતના અને તરેહવાર રંગના કબુતરોને

જ્યારે જંગલોમાં છોડી મુકવામાં આવે છે, ત્યારે તેઓના સઘળા રંગો એ માલુમ થઈ જઈને, ફક્ત જ્યારે તેઓ અસલ જંગલી હાલતમાં હતાં ત્યારે બલુ રંગ ધરાવતાં હતાં, તે બલુ રંગમાં આસ્તે આસ્તે ફેરવાઇ જાએ છે!

"એવીજ હાલત ફુલોનીબી થાય છે. ગુલાબ, સ્ટ્રોબેરી, રાસબેરી વિગેરે ફુલોની ખેતી કરી કરીને તેઓને ઉત્તમ જાતના બનાવવા પછી, જો તેઓની સંભાળ લેવામાં આવતી નથી, તો પછી પાછાં તેઓ અસલ જંગલી હાલત અખત્યાર કરે છે." (એ મુજબનો રાણી ગુલાબ Dogrose મહાબલેશ્વર જેવે ઠેકાણે કાંઈ લાખોને કરોડોની સખ્યામાં ઝાડીની માફક ઉગે છે તેનો સબબ એજ છે.)

એવીજ રીતની પાળેલા જનાવરોની હાલત થાય છે. એટલા માટે મી. હેનરી ડ્રુમોંદ કહે છે કે:—

"The Life of Balance is difficult. It lies on the verge of continual temptation, its perpetual adjustments become fatiguing, its measured virtue is monotonous and inspiring."

"More difficult still apparently is the life of ever upward. *Most men attempt it for a time,* but growth is *slow* and despair overtakes them, while *the goal is far away.*

"That degeneration is easy only, half accounts for it. Why is it easy? What but that already in each man's very nature this principle is supreme? He feels within his soul a silent drifting motion impelling him downward with irresistible force. Instead of aspiring to Conversion to a higher type, he submits by a law of his nature to Reversion to a lower. This is Degeneration—that principle by which the organism, failing to develop itself, failing even to keep what it has got, deteriorates, and becomes more and more adapted to a degraded form of life.............................".

"The natural tendencies are having it all their own way; and although the victim may be quite unconscious of all that is going on. it is patent to every one who considers even the natural bearings of the case that the end of these things is Death."

When we see a man fall from the top of a five story house,

we say the man is lost. We say before he has fallen a foot; for the same principle that made him fall the one foot will undoubtedly make him complete the descent by falling other 80 or 90 feet So that he is a dead man or lost man from the very first. The gravitation of sin in a human soul acts precisely the same way. Gradually with gathering momentum it sinks a man further and further from God and righteousness; and lands him by the sheer action of a natural law in the hell of a neglected life." = The Natural Law in the Spiritual Law.

ઉપલાને અવસ્તા ટેકો આપતા કહે છે, કે:—

"(જે) બધી (બાબદ)માં સારી મનશ્ની, સારી ગવશ્ની (તથા) સારી કુનશ્ની (અખત્યાર કરતો હોય તો તે)ને લીધે કીર્તિ (ગોયા) (એવા) રાસ્ત માણસની પુઠે ચાલનારી છે.

"જે (રાસ્ત માણુસ) સરદારને માન આપનાર (તથા) દીન (નો એલમ) શિખનારો (હોએ) જેના કામોથી દુનિયા અષોઇથી આબાદ થાએ છે." = ઇજશ્ને હા ૧૯-૧૭

હવે જયારે અષોઇના કામો કરવાથી દુનિયાની આબાદી થાય છે, ત્યારે અષોઇએ મુળ પાયાને અવશ્યની ચીજ તરીકે ગણીને, તેની સભાળ રાખવી જોઇએ છે. તેને ત્યારે સંભાળી અથવા પકડી રાખવા માટે શાની મદદ જોઇએ છે?

"રાશ્તી પકડી રાખવાને માટે (ઓ હોરમજદ!) તારી પાસેથી (હું) તે (તદુરસ્તી તથા કૌવત) ખચીત માગું છું." = ઉશ્તવદ ગાથા હા ૪૩-૧.

એટલા માટે અષોઇની હંમેશાં ચારવણી કરવા **તંદુરસ્તી** અને **કૌવત**ની અવશ્યની જરૂર છે.

હવે એ સઘળાંનો સાર **એ** છે કે રાસ્ત માણસને માટે કીર્તિ સરજાયલી છે, તે તો તેની ગોલામડી છે, તેથી રાસ્ત માણસને તે શોધવા જવાની જરૂર રહેતી નથી, પણ તેજ તેને શોધતી આવે છે.

## કેફી પીણાથી થતી ખરાબી.

"કારણકે બીજા તમામ શરાબ ઘાતકી અથવા ભયંકર ડચિયારવાળા એશમ [ગુસ્સાનો દેવ]ને ઉશ્કેરે છે, પણ હોમનો જે રસતે ખુશાલી ઉત્પન કરનાર પવિત્રાઇ લાવે છે. હોમનુ પીવુ......ચપળ કરે છે." = મોટી હોમ યસ્ત

"કામેલ બુધ્ધિના માણસો અએ હોરમજદ કયારે આવશે? તથા

આપણે છાકટાપણાની ખરાબીને ક્યારે દુર કરશો? જે બદીને સબબે કરપનો (તથા) દેશોના ખુશ રાજકરતાઓ પોતાની કબુધ્ધિથી દુનિયામાં ખરાબી કરે છે."=સ્પેનતોમદ ગાથા હા ૪૮-૧૦.

દારૂ અને કેફી પીણાઓથી કેવી ભયંકર ખરાબીઓ થાય છે, કેવી રીતે ખુનો, મારામારી, ભયંકર લડાઇઓ ઉભી થાય છે, તેનો ખ્યાલ લાવવોજ મુશ્કેલ છે. એ બાબે ઘણા ઘણા પુસ્તકો લખાયાં છે, માટે આતરે ફક્ત ટુંકમાં વર્ણન કરીશું.

દારૂ પીનાર ગુસ્સે થવાથી તેનામાનો ગુસ્સાનો દેવ ભયંકર હથિયાર લઇને નાશ કરવા ઉતરી પડે છે. હવે જે માણસ તપ-જપ કરે છે તેમાં મીનોઇ આતશ સતેજ થાય છે. તેવામાં જો તેને ગુસ્સો આવ્યો તો તેના પરીણામો જેના પર તેણે ગુસ્સો કીધો હોય તો તે તેનો નાશમાં લાવે છે. કારણકે એક માણસમાંથી ગુસ્સો છુટતાં તે કેવો ભયંકર આકાર પકડે છે, તેની ભયંકર આકૃતિઓ પાડવામાં આવી છે. એ ઉપરથી માલમ પડે છે, કે જે ગુસ્સો કરે છે, તે જાણે હાથમાં એક ભયંકર હથિયાર પકડીને જેના પર ગુસ્સો કીધો હોય તે શખ્સને મારી નાખવા ધસતો જણાય છે; તેને અંદીઠ બાણોથી વીંધી નાખે છે. ગુસ્સે થએલા જાદુગરોને હાથે જાણે છાતીમાં ખન્જર ભોકાઇને કે પછી તીરથી વિંધાઇને લોહી ઓકીને એક માણસ મરણ પામે છે, એવા દેખાવો જણાયા છે. હવે બાહેરથી એવા માણસને તપાસ્મો તો તેને કાંઇ જખમો થવાના કે પછી હથિયાર ભોકાવાના કાંઇબી ચીન્હો વટીક જણાતા નથી. પણ અંદીઠ વિજળી જેવાં નાશકારક હથિયારોથી સાધારણ હથિયાર ભોકાવા જેવી અસરો થતી જણાય છે; તેવીજ અસરો આ અંદીઠ હથિયારોથી થતી જણાય છે. તેથી દેખીતી રીતે એક માણસ નિર્દોષ દેખાવા છતાં ભયંકર ખુનોમાં તેનો આગળ પડતો ભાગ જણાય છે. જેઓ એશમ દેવને તાબે હોય છે, તેઓ આ ભયંકર કૃતવ્યો કરે છે; અને તેબી અંદીઠ રીતે કોઇનીબી જાણ થયા વગર!

દારૂ પીવાથી એક માણસ પોતાનું ભેજું સેત્તાનના સ્વાધિમાં આપીને પોતાની સદબુદ્ધિ ખોઇ બેસે છે; તેથીજ ભયંકર પરીણામો આવે છે.

હવે મીનોઇ જીંદગી ગુજારનારના બાબમાં દારૂ ઝેર સમાન તો છેજ તેબી બીજાઓની માફક પોતાની સદબુદ્ધિ ખોઇ દેવા ઉપરાંત બીજાં વધારે

આફતકારક નુકશાન ખમે છે. હવે એવું કહેવાય છે, કે દારૂ (alcohol) કે જેમાંથી ઇથર નામની દવાબી નીકળે છે, જે દારૂ કરતાં વધારે બારીક છે, તે શરીરની રગેરગમાં પચી જાય છે, ને અણુએ અણુમાં ખરાબી પંચરાવે છે; જેને સબબે પછી જે અષોઇનો ઉમેદવાર હોય છે, તેની રગમાં પચતાં તેનું મીનોઈ શરીર જે હજી બંધારણ પકડે છે, તેને તે તેના પાયામાંથી ભાંજી નાખે છે; કહોની કે તે પેલાનું મિનોઈ શરીર ખાઈ જાય છે! આ સરવેથી મોટી આફત છે. તેથી કરી મોબેદ કે પછી બહેદીન હેવાન્યત પંક્તિએ ઉતરી પડે છે.

ત્યારે હવે આ હોમ રસ કયો કે જેથી કરી માણસો ચપળ બુદ્ધિના થાય છે? ઘણાઓ તેને સોમવલ્લીનો પાળો કહે છે, અથવા ખજુરીના ઝાડના મુળીયાનો રસ કે પછી તાડીબી હોય એવી અટકળ કરે છે. આ કૃત્રિમ હોમ રસ પીતાં પીતાં અસલી મેજાઈઓ પીળા પાંજરા થઈ જતા હતા, ને બ્રાહ્મણો છાકતા થતા હતા; પણ બંને જ્યાંને ત્યાંજ હતા!

મોબેદો જેઓ હોમ રસ પીને પીળા પાંજરા થઈ ગયલા, તેઓને અપ્ત જાદુગરે સવાલો પુછેલા; તેના જવાબો તેઓ ન આપી શકવાથી તેઓને કતલ કરવામાં આવ્યા હતા; કારણ કે મીનોઇ જ્ઞાનથી તેઓ બેનસીબ હતા.

બીજા હાથ પર વળી અખો ભગત કહે છે કે:—

કથા સુણી સુણી ફુટયા રે કાન,
તોએ ન આવ્યું બ્રહ્મ જ્ઞાન:

ત્યારે તે મીનોઇ જ્ઞાન મેળવી આપનાર હોમ રસ તે કયાં ને શું હશે? ઘણા ઘણાઓએ આ ખાકી દુનિયાપર તેની શોધ ચલાવી છે, પણ એ તેમની મહેનત તો ફોકત ગઇ છે. એ તો ખરૂં છે, કે અફીણ, ભાંગ, ચરસ, ગાંજો, અને અમેરીકામાં ઉગતો અને અમેરીકન ઇન્ડીયનોની જાણમાં આવેલો કોઈ ચોકસ પાળો ખાકી શરીરથી કામ રૂપ અથવા Astral Body ને છુટું પાડે છે અને હેઠળના (Lower) ભુવનો બાબે કાંઈક જ્ઞાન રજુ કરે છે, તે વજુદ વગરનું છે. કારણ કે તેથી પીનાર તો બેફામ પડીને મગજનો કાબુ ખોઈ બેસે છે. માટે બુલંદ ભુવનો પર મુસાફરી કરવા સારૂ તેઓ કાંઈ કામના નથી; તેઓ કયારે કામના થઈ પડને કે ખાકી મગજ પર તેમનો કાબુ ન હને તો.

વળી કેટલાકો કહે છે, કે સોમ અથવા હોમના પાળાને ચંદ્ર સાથે સંબંધ છે. (સોમ=ચંદ) પણ તે કેવો ને કેમ છે, તે કોઇ સમજણ આપતું નથી. આ ચંદ્ર બાબેની ઝાંખી સુચનાઓ બાબે ધ્યાન કરીશું. એટલું તો ખરૂં છે, અને હાલે સાબીત થયું છે કે, **The moon has more benificent effects on the garden produce than the Sun.** એટલે ફળ એટલે ફળ-ફળાદી, ઝાડપાન વિગેરે ઉગાડવામાં સુર્ય કરતાં ચંદ્રનો હાથ વિશેશ જણાય છે. પણ તે તો તેનું ખાકી પાસુ છે. હવે આપણને તો મીનોઇ દુનિયાઓ સાથે કામ હોવાથી આ હોમ સોમ (ચંદ્ર)ની મીનોઈ જેહાનની સાથે સંબંધ ધરાવતી બાબત હોવી જોઇએ. ત્યારે ચંદ્ર એટલે શું ?

આપણને માલમ તો છે, કે ચંદ્રના બે પાસા છે. એક અંધારૂ બીજુ ચળકતું; એટલે પછી એક ખાકી મન બીજુ ઉંચ અથવા મીનોઇ મનસ.

જે આવી મીનોઈ બાબતો ચંદ્રમાને લાગુ પાડીએ તો પછી ચંદ્રનું ખાકી ને તેનું મીનોઇ પાસુ તપાસીશું. ખાકી બાજુમાંના મન સાથે ચંદ્રનું અંધારી ને ચળકતી બાજુસાથે ઉંચ મનસ લઇશું. હવે હોમ અથવા સોમ રસ તો મીનોઈ ગ્નાન સાથે સંબંધ ધરાવે છે. મીનોઇ ગ્નાન અથવા અમૃત રસ ઉંચ મનસમાથી બાહેર પડતાં અથવા ઝરફતાં ટીપાં સમાન કહેવાય છે.

હવે જે ઉંચ મનસ તે દેખીતા ચંદ્રનું મીનોઇ પાસુ કબુલ રાખીશું તો પછી હોમ અથવા સોમનો મીનોઈ પાળો મીનોઇ ચંદ્રને આભારી છે. પણ આપણા ખાકી ચંદ્રના ઝેરી કીરણોથી તો નીચલુ મનસ (મન) શુધ્ધ બુદ્ધિ ખોઇ દેતુ જણાય છે, તો પછી તેથી ઉલટુંજ મીનોઇ મહાતબના આ નંદી કીરણોથી તો ઉંચ મનસની વૃધ્ધિ થાય છે, તે અમ્રત રસ, હોમ કે સોમ રસનો લાહાવો ચાખવાને શકિતવાન છે.

પણ આ અમૃત રસ ચંદ્ર અથવા ઉંચ મનસમાં કેમ પેદા થાય છે ?

આપણને માલમ તો છે, કે ચંદ્ર પોતાની રોશની માટે સુર્યને આભારી છે. તેજ પ્રમાણે મીનોઇ ભુવન પર ઉંચ મનસ પોતાની સંજીવન શકિત માટે બુદ્ધિ પ્રકાશ અથવા **Golden Spiritual Sun** સોનેરી રંગના મીનોઈ સુર્યને આભારી છે.

## તે અમૃત રસ કોણ પીવાને નસીબવાન થાય છે ?

બીન સ્વાર્થી સેવાથી **મીનોઈ પ્યાર** ઉભરી આવે છે, તેના ઉભાણ થતા અમૃત ટીપા મીનોઈ ચંદ્ર અથવા ઉંચ મનસમા પડીને તેને સતેજ

કરે છે, ત્યારે આ અમૃતનું ખરૂ મૂળ તો બુદ્ધિ છે. માટે મહાત્માઓને **Masters of Love and Wisdom** કરી કહેલા છે, તે ખરૂં છે. પહેલાં મીનોઇ અથવા રીધ્ધ થયલા દેલ સાથેનો પ્યાર કરવાથીજ જ્ઞાન અથવા ડહાપણના માર્ગ ખુલે છે. ત્યારે જ્ઞાન–અમૃત પીવું હોય તો પ્યાર (અલબતાં નીખાલેશ) કરતાં શીખો! તેને અમલમાં મુકતા શીખો!

## કેરશાસ્પ પહેલવાન વિશે અવસ્તામાનાં ઈશારાનો કાંઇ ખોલાસો.

"જેણે (કેરશાસ્પે) સરવર નામના સાંપને મારી નાંખ્યો, જે (સાંપ) ઘોડાને ગળનારો, માણસને ગળનારો, (તથા) લીલા ઝેરવાળો હતો, જેના (શરીર) ઉપર હાથના અંગોઠા જેટલું લીલું ઝેર વધેલું હતું. જેની ઉપર કેરસાસ્પે લોહાનાં વાસણમાં ખાણું પકાવ્યું, બપોરની વખતે તે સાંપ ગરમ થયો અને ફુફારા મારવા લાગ્યો તથા લોહાડાંના વાસણની (તળેથી) (ગુંચરામાંથી) બાહાર નીકળી આવ્યો કે વહેતાં પાણી તરફ દોડી જાય. બહાદુર કેરસાસ્પ બીહીને પાંછળથી દૂર નાહાસી ગયો =મહોટી હોમ યસ્ત.

મારા નાકેશ વિચાર પ્રમાણે આ આખાનો સાર નીચે મુજબ રજુ કરીશ:—

એક વખત કેરશાસ્પ પહેલવાન જ્યારે મીનોઈ જ્ઞાનમાં ચેલાની પદવીએ પુગ્યો નહતો, હજુ તો માયામાં લપેટાયલો હતો, લોભ, લાલચ, અદેખાઇના માયારૂપી પડોથી બંધનમાં રહેલો હતો, ત્યારે તેને મીનોઇ જ્ઞાન સાથે ચેડાં કાઢવાનું મન થયું. એવી રીતે તે Dabble કરતો હતો; તે વખતે તેણે મનને મારેલું કે કાબુમાં લીધું ન હતું; તે દરમ્યાન કોઇબી રીતે એક વખત થોડું ઘણું સમજીને કાંઇ પ્રયોગો કરવા માંડયા. એમ કરતાં તેણે હાલે **Solar Plexus** નામે નાભિમાંજે ચક્ર છે, ને જેમાં સર્પના આકરની પેચદાર શકિત ગુપ્ત રહેલી છે; તે શકિત તેનો વખત આવે ત્યાંસુધી દરેક સાધારણ માણસમાં સુસ્ત પડેલી રહે છે, પણ જો તેને બાહેરથી કોઈબી જાતની પ્રાણાયમ જેવી ચાલુ ક્રીયાથી જગાડવાની તજવીજ કરવામાં આવે છે, ત્યારે જો પેલો માણસ અપવિત્રને અજ્ઞાન હોય છે, તો તે સાંપના આકારની શકિત જેને કુંડળીની કરી કહે છે, તે પેલા માણસે કાઢેલાં ચેડાથી કરી સચેત થાય છે, જેને કાબુમાં રાખવાની આવડ પહેલા અજ્ઞાનીને ન હોવાથી ઘણીક વખત પ્રાણ ઘાટક પરિણામો નીપજે છે. તે માણસ મગજનું સંમતોળપણું ખોઇ બેસે છે.

કવખતે અશો રાહબર ગુરૂની હાજરી અને તેમની દેખરેખ વના, અષોઇમાં આગળ વધ્યા વગરનો ચેલો જે તેની સાથે ચેડાં કાઢે છે, તો તે શકિત ચરૂ જેવી ઉંધી વાળેલી 'હાવનીમ હેઠળથી નીકળી આવીને વોરૂકસના દર્વાવ (સહસાર ચક્ર અથવા બ્રહ્મરંધ્ર) તરફ કુદરતી કાયદે દોડે છે. તેમ થતાં તેના વીજળી જેવાં તેજ અને જોશને કાબુમાં રાખવા ને કાચો ચેલો જાણતો ન હોવાથી દૂર હડી જાય છે. અને મનની એકાગ્રહતા ખોઈ બેસવાની ધાસ્તીમાં આવી પડે છે. તે ફાળ ખાઇને ગાંડો થઈ જાય છે; નહીતો મરણ આધિન થાય છે. માટે વશીકરણ વિદ્યાના બળે પોતામાની સુસ્ત પડી રહેલી મીનોઈ શકિતઓને કવખતે જગાડવાની તજવીજ કરવીજ નહી.

*Sons of Will and Yoga.*

## યોગબળથી પ્રાપ્ત થયલા પુત્રો

ઇજશ્નેના ૯મા હા અને હોમયસ્ત મુજબ હોમની મહાન ક્રીયા જમશેદના બાપ વીંઘામે ફરેદુનના બાપ આથવ્યાને, કેરસાસ્પના બાપ થ્રીતએ અથવા અસેરતે અને અશો જરથુસ્ત્રના બાપ પોરોસસ્પે કરવાથી તેઓને ત્યાં આવા નામીચાં ફરજંદો અવતર્યાં હતાં.

આ પુરૂશોના બાપો કાંઈ સાધારણ પુરૂશ હોવા જોઇએ નહી, પણ મહાન તપેસરીઓ હશે; જેમણે પોતાના યોગબળે આવી મહાન ક્રીયાઓ આરંભીને તેને જોરે આવા દુનિયાને ફાયદો કરનારા નામાચીન જીવોને જન્મ આપ્યા હતા.

હિન્દુશાસ્ત્રમાં યોગબળથી ઉત્પંન થયલાના દાખલા માટે શ્રી ગણેશનો દાખલો ધ્યાનમાં લેવા જોગ છે. તેની માતાએ રમત ખાતર પોતાના શરીરના મેળમાંથી એક પુટલું બનાવીને તેને ઓરડાની બાહેર ચોકી કરવાં રાખ્યો. એટલામાં મહાદેવજી ઘરે આવ્યા તેમણે પેલા છોકરાએ ઘરમા જવા ન દીધાથી તેઓએ પેલા છોકરાનું શીર ઉડાડી દીધું. પછી તેમની સ્ત્રી પાર્વતીના વિલાપથી તેવણે રસ્તામાં દોડી જઈને જે પહેલો મળ્યો તેનું માથું કાપી લાવી પેલાના ધડ ઉપર વળગાડયું. એ પહેલો રસ્તામાં મળનાર હાથી નીકળ્યો તેથી હાથીનું મસ્તક કાપી લાવીને પેલા ધડપર વળગાડયુ. પણ આ યોગ બળથી ઉત્પન થયલો હતો, તેથી તે છોકરો (શ્રી ગણેશ) જ્ઞાની થયો.!

ગમે તે હશે, પણ મહાદેવજીને તેમના સ્ત્રી મહાન તપેસરીઓ હોય તેમ જણાય છે. તેવાજ તપેસરીઓથી આવા પ્રાક્રમો થાય છે.

"જીવતાં આદમીઓમાંથી જે તપોબળ (force of devotion)માં વધારે ભલો (આગળ વધેલો) છે, તેની પવિત્રાઇને લીધે હોરમજ તેને પીછાણે છે."
=યેંધેહાતામનો તરજુમો મી. બસ્તા પ્રમાણે.

## સ્વચ્છંદી જીંદગીના ગેરફાયદા.

"આરાથી ભોગવાતી જીંદગીનો તે લોક નાશ કરે છે કે જે બુરાઓને મોટા ગણે છે, અને શેઠ શેઠાણીના પૈસા હરામથી લુટી લેવાનો ઠરાવ કરે છે."

જ્યારે માર મરચાંને દારૂ એમને જીંદગીની નેમ તરીકે ઓલખવામાં આવે છે, ત્યારે તેનું પરિણામ નિષ્ફળતામાં આવે છે. એ વીશે The Art of Noble Livingમાં જે વર્ણન આપ્યું છે તે અતિશ્ય કીમતી હોવાથી તે સદાબરૂ અતરે ઉતારી લેવાની લાલચ થોભાવી શકાતી નથી:--

" *Who follows pleasure pleasure flies.* "

"જેમ આપણે હવાનો દમ લઇને આપણા કામ સારૂ તેમજ ફરજ અદા કરવા માટે કૌવત અને જોર મેળવવા ઇચ્છીએ છીયે, તેજ માફક આપણે ખુશાલીનો દમ લેવો જોઇએ છે.

પણ આપણી ખુશાલીઓ આપણને હલકી પંકિતએ ઉતારી પાડી ખરાબ કરી નાખે એવી હોવી ન જોઇએ એનાક્રીયોન કવિએ જેવી ખુશાલી વિશે લલકાર્યું છે, તે ખુશાલીમાં તો ડુકરીઓને જે ચારો ચરવાની ખુલ્લી મુકાયલી આલ્રદી અથવા છાળકાં વાસણમાંથી ખાવાની મજાહ પડે છે તેવી મજાહ મેળવાય છે. જ્યાં મેજબાનીની પાર્ટી થયલી છે, અને જ્યાં લાલમલાલ શરાબની સલામતીઓ લેવાતી હોય છે, અને રામસગરોનાં ગિતોના સરોદો ચાલી રહે છે, અને નાચનારાઓના પગોના અવાજેનો ગણગણાટ થઇ રહે છે; પણ ત્યાંતો તે દારૂના કપના તળિયામાં તો મોહોતનો દૂત ભમે છે, અને ફુલોના ઢગલા હેઠળ તો સાંપ પૂછડી વીંટાળી સતેલો હોય છે.

"વળી સરસી નામની સ્વચ્છંદી મોજ મજાહો વાળી દેવીને જેવી રીતે ચિતારવામાં આવી છે, તે પ્રમાણે તેણી એક હસ્તી કુમારિકા જણાતી નથી; તેમજ વળી તેણી સૂર્ય દેવતાની ઝળકાટમંદ આંખવાળી દીકરી બી જણાતી નથી, પણ તેણીને એક વ્યભિચારી સ્ત્રી તરીકે ચીતારી છે, જેણી તેણીના ફોઢયાં કપાળ પર તેણીની શરમંદગીના બળેળા ડાંમની નિસાણીઓ લઇ ફરતી જણાએ છે, તેણી પોતા પાછળ,

The print and odour of base passion
The wild-beast mark of panther fangs.

મુકી જાય છે.

તેણી એક મન હરી લેનારી ખાસ્યત ધરાવે છે, એવી યાદ સાથે જવાનું નથી; પણ તેણી એક જાદુગરણી છે એવી રીતે ધ્યાનમાં લઇને વૃતવાનું છે; જેના મંત્રોમાં ઝેર ભરાયલું છે, અને જેણીના કૃતવ્યો શરમથી ભરેલાં છે. તેણીની ખુશાલીઓ પાછળ ડંખોની નિસાણીઓ રહી જાય છે. તેને લાગેલાં ફળો તે નામોશીના હોય છે, અને તેની રહી ગયલી યાદ તે હાય અફસોસ હોય છે. એક વિદ્વાન કહે છે કે તમારી મોજ મજાહોથી તમારી હૈયાતીની ફાટો પુરી દેજો, પણ તેના ધોરી રસ્તાને હાથ લગાડશો ના. જેમ ડેનીયલ પેગમબરે પોતાની બંદગી ઉઘાડી બારીઓ રાખીને કીધી હતી તેજ પ્રમાણે તમારી મોજ મજાહ એવી ખુલ્લે બારણેની કરો કે જેમાં કાંઇબી એબ સમાયલી હોવી જોઇએ નહી—તે મોજ મજાહ એવી હોવી જોઈએ કે એક નિર્દોષ ગાલ પર બેશર્માનીની લાલી લાવે નહી.

"જે સ્વચ્છંદી મજાહોથી અંતઃકરણની તીણીધાર બુઠ્ઠી થઇ જાય છે, જેથી કરી આપણી વિચાર શકિત અભડાઈ જાય છે, અને જેથી કરીને આપણા સ્વાનની ખરાબી થાય છે, તેથી ચેતેલા રહેજો. જે પાપી મોજ મજાહો, શરમને મોહોત સાથના હવસી પ્યારમાંની આત્માની કાળી પટીઓ માત્ર છે, તે માટે ચેતીને ચાલજો. જુવાનીના બાહરમાં ઘણી ખરી વાર મનની સામે કેટલીક નજીવી અને તકદીલી મોજ મજાહો, તેમની ખરી કીમત સાથની સરખામણીમાં એક સરખી રાસની નહી ઉતરે તેવી મોજ મજાહો હાજર થાય છે. આવા કેસોમાં તેના ડંખના ઝેર સાથ સરખાવતાં તેમાંના મધનો મીઠાસ (મજાહ) માત્ર નજીવો બદલો વાળી આપે તેવો જણાય છે. એવા કેટલાક બનાવો બને છે, કે જેમાં એક ઘડી ભરની ઉસ્કેરાયલી હાલતથી કરીને સારી જીંદગી ભરની નામોશી અખત્યાર કરવી પડની જણાય છે. જ્યારે આવી મજાહો આપણી આગળ રજુ થતી હોય છે, ત્યારે તેઓ કેવી લાયકાતો ધરાવે છે તે તપાસવાને, તેમની ખરેખરી કીમત આંકવાને, અને તેનાથી છેવટના જે પરિણામો નિપજશે તે બાબે વિચાર ચલાવવાને આપણને જરૂરનું જણાય છે.

"ખાસી કામને લાયકની કીમતનું કોઇબી કામ આ દુનિયામાં છેજ નહી" એવું જીયોર્જ ઇલીઅટ કહી જાય છે.

બીજી બાજુ નિર્મળ મોજ મજાહો એટલી બધી મોટા જથ્થામાં મળી આવે છે કે બદીથી ભરપૂર મોજ મજાહ બાબે ઇન્તૈજાર બનવાની આપણને કાઇબી જરૂરજ રહેતી નથી. માનસિકપણાને છાજતી મોજ મજાહોના બોહોળા વિસ્તારવાળા ભંડારથી ભરપુર આ દુનિયા તો લાગે છે. કુદરતમાં, હુન્નરમાં, સાહીત્યમાં; સંસાર મંડળમાં, અને છેવટે કુટુંબમાં, ખુશાલીના એક હંમેશના તડકાથી હૃદયને છળા છળ ભરપૂર કરવા સારૂ, મોજ મજાહથી જીવને ખુશ ખુશાળ રાખવા સારૂ પુરતી રીતનો બંદોબસ્ત કરવાંમાં આવેલો છે.

કારણ કે જુદી જુદી માનસિક શકિતને અનુસરતી રીતની લાયાકાત અને ઇચ્છાને પેશ પડતી કેટલીક ચોક્કસ મોજ મજાહ હસ્તી ભોગવે છે. જેમ જેમ એક માણસની મનોવૃતિઓ વધારે ને વધારે તેજ બનેલી લાગે છે, તેમ તેમ તેનું ખરૂખોટું તોળ કરવાનું ડહાપણ વધારે ને વધાર તિક્ષણ થતું જાય છે, જેમ જેમ એક માણસની ખાસ્યત બુલંદ મનોવૃત્તિવાળી થતી જાય છે, તેમ તેમ તેની વિવેક બુધ્ધિ વધારે ને વધારે નાજુક બનતી જાય છે, જેમ જેમ એક માણસનું અક્કલનું ગોહેર વધુને વધુ ત્રિવ્થ થતું જાય છે, તેમ તેમ ધર્મ સબંધી પ્રેણા બુધ્ધિને બુલંદ ઉભરાઓ વધારે ને વધારે બુલંદ પ્રકારના બનતા જાય છે—એવી જીંદગીને પરિણામે વધારે પવિત્ર અને વધારે થતા મનના સંતોષો ઉત્પન થતા હોય છે. માત્ર આત્માને પવિત્ર અને કાંઇ ચીજ ગ્રહણ કરી શકે એવી લાયકાતવાળો બનાવો અને તેને પરિણામે તેના મકાણના સઘળા દરવાજાઓ આગળ **ખુશાલી** રાહ જોતી ઉભી રહેલી જણાશે; અને તેની સઘળી બારીઓ વાટે અંદર નજર નાખતી રહેશે

## કુદરત તરફ ફરો.

"Where tides of grass break into foam of flowers,
Or where the Wind's feet shine along the sea.

હુન્નર કામો નિહાળો——જ્યાં ખુબસુરતી પોતાના ખેંચાણ કારક તંબુઓ ઉભા કરે છે, અને ગાયણ પોતાની ગુપ્ત લાગણી પ્રદર્શીત કરે છે

"**સાહીત્યની તપાસ રાખો**—તો ત્યાં તમોને છાપેલી કેતાબોના સ્વરૂપમાં એકઠું કીધેલું દુનિયાઇ ડહાપણ તમારી સનમુખ રજુ થતું જોઇ શકશો; અને જ્યાં તરસો થયલો જીવાત્મા

River of celestial drink
Flowing to us from heaven's brink"

થી તરોતાજગી મેળવે છે.

"બીજા હાથપર જો સાયન્સની પછાડી ચાલ્યા જશો તો માલમ પડશે કે ભુસ્તર વિદ્યા હમેશગી તરફ નજર ફેંકે છે, અને ખગોળ વિદ્યા અનહદતાના દરવાજા ખુલ્લા કરે છે. દોસ્તીનો ગાંઠ મજબુત કરો, સાચા સલાહકારો, દીલાસો દેનારાઓ, અને રાહબરો સાથનો મેલાપ અજમાવો, તો તમોને દલગીરીમાં ખુશાલી લાગશે; ખુશાલીમાં બીજું બેહેસ્ત સમાન સુખ મેળવશો. તમો સઘળી નિર્દોષ મોજ મજાહો ભોગવવાની ખાહેશોમાં હમશરીકો બનશો; તમોને પડતા શક દરમ્યાન તેના ખોલાસાઓ કરનારા તરીકે તેઓ (તમારા દોસ્તો) બાહેર આવશે; અને બુલંદીના માર્ગે ચાલતા તેઓ તમારી પાંખો સમાન થઈ પડશે.

"તમારાં ઘરને એક પક્ષિના માળા સમાન બનાવો, જયાં માવતરના આવકારમાં, બાપના પ્યારમાં, બચ્ચાંઓના મીઠા વિશ્વાસમાં, અને વીહલી ફાંકુલી બની ફરતી સ્ત્રીના 'તમોને શું છે?' કરીને બોલતા મમતાળુ શબ્દોમાં બેહેસ્ત ભટકતું જણાશે.

"સાથે લાગાં ધરમના ફરમાનો, જેમાં અનહદ જીંદગી (ઇશ્વર)ની ધડક ધડક થતી નાડ (મનના ઉભરા) આપણામાના ફાની અંતઃકરણને તરોતાજગી બક્ષીને તેનો મરતબો વધારી આપે છે; જયાં વળી કંટાળેલો હમેશગીની પાંખોનો આશ્રો શોધે છે.

"હવે આપણે પાપની ખાસ્યત બાબે વધારે બિત્તરમાં ઉતરીશું.

"હવે સાંપ બાબે જે શબ્દ વપરાય છે, તે 'અહી' છે, જેનો અર્થ ગુંગળાવી નાખનારો કરી થાય છે, અને આએજ મુળ શબ્દ પરથી પાપનું નામ તેઓ ઉપજાવી કાઢે છે. આ ચિન્હ કેટલી બધી વજુદ ધરાવે છે! ત્યારે **પાપ** એ ગુંગળાવી નાખનાર છે. **એ માણસોમાંની ચીનાઇ શક્તિને ગુંગળાવીને મારી નાખે છે.**

"હવે પાપ એ માત્ર બુરૂ કામજ નથી, પણ તે સાથે એક મોટી **ભુલભી છે.** હવે પાપ કરનાર જે માલ ખરીદ કરે છે, તે તેની કીંમતના બદલાને લાયક હોતો નથી. તેને જે સજા ભોગવવી પડે છે, તે ક્ષણભંગુર

અને અચોક્કસ ખુશાલી કરતાં અતિ ભારે જણાય છે. તે અપોઇનો ભંગ કરનાર સેતાન તરફની લાલચ મેળવે છે ખરો, પણ તે વળી સાથે સાથે સેતાનનો ગળ (hook)બી મેળવે છે. હવ (શેતાને પાંથરેલી) પેલી (મોહ) જાળમાં મુકેલું બેડકું (લાલચ) તે જલદીથી ગળી તો જાએ છે ખરો, પણ જે ગળમાં તે બેડકું પોરવેલું હોય છે, તે તે બેડકાં સાથે ગળી જતો હોવાથી તેનાથી થતા જખમનો ચચરાત તો ઘણો લાંબો વખત સુધી પીડાકારક થઈ પડે છે. આપણામાંના વધારે બુલંદ માનસિકપણાના એક નાના ભાગનો ફકત એક ટુંક વખતની તકદીલી ખુશાલીના ભોગવતાને ભોગ ચઢાવવામાં આવે છે, જેની ક્ષણભંગુર ખુશાલી પોતા પાછળ ડંખોની વેદના છોડી જાય છે. હવે ભુખ અથવા વિષયો ભોગવવાની ઈચ્છા તો આપણા સાથે પ્રાણીઓ પણ ધરાવે છે, તેમણે તૃપ્ત કરવા માટે માનસિક પ્યારની સુંદર લાગણીઓને પગ તળેના કીચલમાં રગોડવામાં આવે છે, જે સ્વચ્છંદી મોજ મજાહની યાદથી એક હાંય-અફસોસ છુટે છે, જેમાં ચકચુર રહેવા સારૂં મમતાળુ જીગરોને ચીરાતાં કરવાં અને શિખામણો દઈને કાલાવાલા કરતા અવાજોની ચેષ્ટા કરવી એ ઉમદા વસ્તુઓ બદલ માત્ર હલકી જાતની વસ્તુઓની માત્ર અદલાબદલી કરવા બરોબર છે.

"ખરી વાત તો એ છે કે પાપ તેના મુરબ્બી સેતાનની માફક એક જુઠું બોલનાર છે. તે જેટલી હદે કાંઈ કામ બજા લાવે છે, તે કરતાં વધારે કરવાને કાંઇ વચન આપતું (ફરાકા મારતું!) જણાય છે, તે જાણે કથાઓમાં જણાવેલી દર્યાઇ જાદુગર્ણી સમાન છે, જે ખલાસીઓને વાંસળીઓ વજાડી પોતાના પગો આગળ લલચાવી લાવીને ડુકકરોના આકારમાં ફેરવી નાખતી હતી. તે એક ઝેરી ઝાડ મીસાલ છે, જે મુસાફરને ઠંડા છાંયડાની લાલચ બતાવીને, જેવો તે નીરદોષ મુસાફર તેના છાયડા હેઠળ વિશ્રામો લે છે, કે પછી તે (ઝાડ) તેની રગોમાં ઝેરી તત્વો દાખલ કરે છે. તે વળી એક ગારૂડીના દંડ સમાન છે, જે શકિત મેળવી આપવાની લાલસા ઉભી કરે છે, છતાં તે બાબે ચેતીને નહીં ચાલનાર માણસના હાથમાના તે દડને સર્પનુ રૂપ આપી દે છે. તે વળી 'દેડસી' (Deadsea) ના ફળ સમાન છે, જે દેખાવતું તો ખુબસુરત લાગે છે, પણ બેખબરા માણસે જો તેનો જીભ ઉપર મેલીને સવાદ ચાખ્યો તો એજજા! તે માટીને રાખ થઈ ગયલું માલમ પડશે!

"વળી પાપ એ દુઃખ, બે ઇજતી, અને પશ્ચાતાપનું સ્વચ્છંદી મા અથવા બાપ ગણાય છે—વળી તેથી એવો તો પશ્ચાતાપ બરપા થાય છે, કે તેને પરિણામે ઉંડી લાગણી સાથની પુરેપુરી નાસીપાસી લાગે છે. હવે કોઇનું બુરૂ કરવાથી કરીને આપણે આપણી શાંતિ લુટાવી દેવા માટેની સૌથી ખાતરી ભરેલી સજા અથવા નુકશાન (આપણને) કરવા સમાન છે.

"જ્યારે આપણે આપણી જનસમાજ અથવા મંડળને લગતી કે પછી નીતિને લગતી ફરજ બજાવવામાં ભંગ કરીયે છિયે, તેથી ફરી જેવો કારી જખમ આપણુ આપણને પોતાને કરીએ છીયે, તેવો કારી જખમ કોઈ ભલા દુશમનને હાથેબી આપણને થઈ શકતો નથી. અરે જે કાંઈ આપણે ખોટું કરીએ છીયે તેની અસરતો કદીબી રદ બાતલ થઈ શકિતંજ નથી; જે નુકસાનકારક કર્મ આપણે કરીયે છિયે, તેને પાછું બોલાવી લેવાની આપણામાં શકિતજ નથી, તે થયું તે તો ન થયું થતું નથી; જેનો નાશ આપણે કીધો છે, તેનો બદલો આપણાથી વાળી અપાતો નથી—આથી કરી ઘણા માણસોને ગાંડાપણું લાગુ પડી જાય એવો ચચરાત થઈ આવ્યો હોય છે, અને તેઓને આપઘાત કરવાની અણીપર જોરજુલમથી લાવી મુકેલા હોય છે.

"એક માણસ બદી સાથે ચેડાં કાઢે છે, અને પછી કોઈબી રીતે ઇજ્જા થવાથી મોકલો રહે, એમ વિચારવું ફોકટ વસા ગુમાવવા બરાબર છે. તે વળી સાચવત, ઇજ્જત, અને સ્રી પુરૂશના ધર્મ સંબંધી પવિત્રાઇને જો નજીવી ગણતાં હોય ને તે છતાંબી તેને કાંઈ ડાઘ ન લાગે એવો વિચાર કરવો મુરખાઈથી ભરપુર છે. એવા સ્વચ્છંદી કામો કરવાથી તે હમેશનો વધારે હલકો ને વધારે પાપી માણસ થઈ પડશે, કારણકે તેણે જે પાપ કીધું છે, તેની મોહોકાણ તેને નડી છે. જેનામા તેણે પહેલાં દોજખની બી-યાંઓની વાવણી કીધી છે, ને તેમને તેમનો નાશ થવાની અણીપર લાવી મુકયાં છે, તેમનુ સત્યાનાશ વાળવા માટે પુછવુંજ શું જોઇએ?

"એક અમેરીકન વાયજી કરનાર, એવા માણસે જેમણે ફસાવેલાં તેઓ દોજખમાંથી તેને નીચે મુજબ તાણા તપલા લગાવતાં હોય એમ જણાવે છે.—

"તારે લીધેજ હુ પહેલ વહેલો સોગંદ ખાતા શિખ્યો; અને તારે લીધેજ સાધારણ શબ્દો જેવા હલકા હોય એવી રીતે હું મારી જબાનમાંથી સોગંદ લેતો થયો,

"તારી સંગતને લીધેજ બદ દયાનતને આવકાર દેવા લાગ્યો. (અ-થવા તેને ધિક્કારવાથી દુર રહેવા લાગ્યો) (નહીં તો તે મારે મનસે એક ધિક્કારવા લાયક ઉપ્યાણું ગણાતે). તારી મોહોકાણેજ મારી આંતને નીતિના ધોરણથી બાહેર લલચાવી લઈ જવા દીધી."

"વળી બીજો કહે છે, તારી બદ દોસ્તીના કમભાગ્યેજ, મારા મનની કલ્પના નજીક મેળા આકારો ઉભા કરીને તેને અપવિત્ર બનાવવાનુ મેં પહેલ વહેલું શિક્ષણ લીધું અને તે એટલે સુધી કે જે ગંદાં ખાબોચ્યાના ચિકણા મેળાંની માફક મારા અંતઃકરણપર અભેખરતાનો જાડો થડ બંધાયો.

"વધારે આગળ જતાં બીજો શખ્સ તાણા મારતાં ઉભરો બાહેર કાઢે છે, કે તારી મશ્કેરી સાથના હસવાને સબબે હું પહેલ વહેલો (દારૂ જેવી કેફી વસ્તુના) કડક પીણા ધીચતો થયો, અને પીધેલા માણસના શ્રાપના બોજા હેઠળ હું સારી જીંદગી સુધી કચડાતોજ રહ્યો, અને હવે હુ (અતરે દોજખમાં) એક પીધેલા માણસને માટે નિર્માણ કીધેલી સજા ભોગવું છું."

"વળી તમો ભભુકદાર રોશનીમાં મોટાં શેહેરોની પગથીઓપર શેકાર શોધવાની મતલબથી ભટકતા દેખાવો જુઓ તો ખરા. આ ઘરબાર વગરના અથવા તો સંસાર મંડળથી દુર કીધેલા, ધિકરાયલા અને તેઓની જાતમાંના પાપીમાંના પાપી જીવડાઓ તરીકે વધુમાં વધુ તુચ્છકારી કહાયલા હોય છે; જેઓ મોટે ભાગે (ચેપી) રોગોથી સબડતાં, તદન કંગાળીયત ભોગવતા ભ-યાનક રીતના આપ મેળેજ તુચ્છકાર પામેલાં, અને કવખતના મોહોતને સરણે થવાને સરજાયલાં છે. તેમાના કેટલાંકોએ બાળવયમાં પોતાની માતાના પગ આગળ ગુઠણભડીએ પડી એક બચ્ચાંને લાયકની સાદી બંદગી કીધેલી હોય છે.

"પણ હવે તેઓની આબરૂ કોડીતે કામની થઇ પડી છે, તેઓનુ સત્યાનાશ વળ્યું છે, અને સંસરી દુનિયાના ઉકરડા ઉપર કચરા સમાન ફેંકી દેવાયા છે! અને આ સઘળાંનું કારણ એ છે કે કોઈ બદમાશ માણસની બદીની જાળમાં તેઓ ફસી ગયલાં છે. માનસિક જીવડાઓને નજીસાતના ગારમાં અને દોજખના અંગારમાં હોમાવવા માટે એક હલકી નીતિના શ-ખ્સને શો અધિકાર હતો? આવા બદકારો જે ખોદાઈ ઈનસાફની ચુંગાળમાં જરૂર સપડાશે. નહી, આવા સાંધા મારેલાં અને કોહઠયાં માણસોના આત્મા-ઓની આસપાસ, ખોદાના પુત્ર (પેગામબર)ના કઠણ અને ભયંકર શ્રાપો

સાથનો તુચ્છકાર ગણગણાટ કરી રહ્યો છે. "જે કોઇ નાના અજ્ઞાન જીવોમાંના એકને પણ મારામા માન્યતા રાખવાથી વિખુટા પાડીને નીચેના રસ્તામાં (બદીમાં) અથડાવી નાખશે, તેવા બદમાશના ભલા માટે સૌથી સરસ માર્ગ એ છે કે એક આટો દળવાની મોટી ઘંટીનો પથ્થર તેના ગળામાં ઓળવીને દર્યાના છેક ઉંડાણોમાં ડુબાવી દેવામાં આવે.

"યાદ રાખજો કે પૈસા અને હુશીયારી સારી દુનિયાની તમો મેળવશો, તે છતાં પણ પાપની કીમત અંકાતી નથી. મહાન ઇશ્વરે તો પાપ સામે પોતાની ટોપ ટાંકી રાખેલી છેજ, પાપને ઇશ્વરે કંગાળીઅત સાથે જોડાણ કરી આપેલું છે, અને જેને ઇશ્વરે સાથે મેળવ્યાં છે. તેને કોઇપણ માણસ જાત વિખુટું પાડી શકેજ નહી.

"આ તવારિખે પુરૂ પાડેલું શિક્ષણ છે, અને શા માટે તમો તમારૂ નખોદ વાળવા હારી બેડેલા કાંઈ હજારો પર હજારોનો અનુભવ પાછો રજુ કરી બતાવો છો! જયારે આ લડાઇમાં બીજા સઘળાજ હાર ખાઈ બેડેલા હોય છે, તોપછી તમોજ જીતશો એવો ખાલી ખ્યાલ શા માટે મનમા લાવો છો? તમારે ખાતર પાપ પોતાની કુદરતી વલણ બદલશે એવો ખોટો ખ્યાલ શા માટે મનમાં રાખો છો? વળી તમો હમેશગીથી ચાલતા આવેલા અચુક ઇન્સાફના માર્ગને હડસેલી બાજુ મુકી શકશો અને વળી ગેર ઇનસાફને આબાદ કરી શકશો એવો ધખારો શા માટે મનમાં લાવો છો? શું કાં તમોને એવા કાંઇ અચુક દાખલા માલમ પડયા છે, જેની અંદર તે (પાપ) હમેશનુ ચઢતું પાસું રાખી શકયું હોય? પોતાના કપાળપર થયલા રગતપિત્ત સાથે, અને પોતાના અંતર આત્મામાં ઝેર પેવશ કરીને કોઈ ઉભો રહી શકયો છે? આવા શ્રાપોની તેઓના દીલપર જણાતી નિસાણીઓ સાથે જો આ કમનસીબ થઈ પડેલા ભોગોમાંનો માત્ર દશમોજ ભાગ તમારી સનમુખ આવીને ઉભો રહેતો, તે કમકમાટ ન જોવાઈ શકાવાથી ડરનો માર્યો તમારો જીવ રૂંધાઈ જાય તેમાં શી નવાઇ? સુલેમાન (સોલોમન) પોતાના મેહેલો, બાગબગીચા અને ઓરતો વચ્ચે અમન ચમનથી રહેતો હતો, તે છતાં આખરે તેના કંટાળેલા જીગરમાંથી જે હાય અફસોસ સાથે કડવા બોલોમાં તેને કહેવું પડયું, કે "અરે મારી આસપાસ ખાલી મગરૂરીઓમાંની મગરૂરી નજર આવે છે, માત્ર સઘળુંજ ખાલી તેહેકરાઇ ભરેલું છે," એટલે ફાયદો કરનાર કોંઇ ચીજ નથી, પણ ફોકટની ફીસીઆરી લોકોને ખાલી બતાવવાના ઢોંગ સમાન છે એવું બોલનાર ડાહ્યા સોલોમનની સ્થિતિ શી હશે?"

અતરે ઘણા ઘણા દ્રષ્ટાંતો રજુ કરાય એ બની શકે એવું છે, જેવાકે Saul, Abab, Jezebel, Cleopatra, Kit Marlowe, Robert Burns, Byrne, Poe, Ada, Isaacs Menken, Alfred the Musset વિગેરેના દાખલા. એ આપીને કર્તા કહે છે, કે "તમો તેમની જીંદગી ઉપરથી ધડા લેજો કે એક સ્વચ્છંદી જીંદગી ગુજારવાથી કદીબી સુખી થવાતું નથી, તેનો છેડો (આખેરનો અંજામજ) બુરો છે." એ બાબે કવી બાયર્ન પસ્તાવો કરી ગયો છે, તે તેને તેના બોલોમાંજ રજુ કરવા દઈશું.

"My days in the sere and yellow leaf,
The flowers and fruit of life are gone;
The worm, the canker, and the grief,
Are mine alone."

"એટલા માટે આપણા જુવાન માણસોએ તો આ પાપની પ્રાણ ઘાતક મોહીનીથી દુર રહેવુ, અને ઓજરખાહી ભરેલી અને મકકમ ઠેડાવ ભરેલી નેમ સાથે આ નાશ કરનારના માર્ગમાંથી દુર રેહેવું. સોલોમને કહ્યું છે, કે એક જુવાન માણસની જુવાની તેના બળમાં સમાય છે." ત્યારે બળ જે છે, તેને ખરેખરી રીતની સૌથી ઉમદા ખાસ્યતના આકારમા માર્ગ કરી આપવાનો છે. આપણા જુવાન માણસોને બદીની સાંમે થવા માટે મજબુત બનવા દો, તેઓને નેકી અખત્યાર કરવા સારૂ મજબુત બનવા દો.

"ડહાપણ અને સાધારણ અકકલનો ચુકાદો એવો છે, કે જેથી આપણામાં સત્ય પાળવાની શકિત તૈયાર થાય છે.

કવી કહે છે, કે:—

"So nigh is grandeur to our dust,
So near is God to man,
When Duty whispers low 'Thou must'!
The youth replies "I can".

જયારે એક માણસે પોતાના હવસોની સામે જુંબેશ ચલાવીને તેમને તાબે કર્યા હોય છે, ત્યારે તેને જે લાગણી થાય છે, તેની ખુશાલી, બુલંદ દરજ્જો અને તેના આત્માનુ ઉમદા વિચારમાં પ્રફુલીત થવું આપણને કયાં મળી આવશે?

"વળી તેની સામે મુકાતી મજબુત લાલચો સામેની તેની બાઝમબાઝી અને તેવી લાલચોને પોતાના પગો તળે રગડી નાખવાનું કામ, હેમજ અંધારા

(અંગ્રેહ મૈન્યુસ)ની બાજુ તરફથી મુખ્ય ધસારા અને જોશદાર શકિતઓના ધુબારા જે તેની સામે એકત્ર રીતે ચાલી રહે છે, અને જેમને તેણે ખોદાની પરમકૃપાળુ બક્ષેસથી પછાડી નાખ્યા હોય છે, તેવાઓની ખુશાલી વીગેરેનું વર્ણન તેઓ શિવાય કોણ કરી શકશે?

"આવા માણુસ પાસેથી તેનું છુટાપણું ખુંચવી લેવું, એ તમો તેના જુવાનીના જોરને તેની પાસેથી લુટી લેવા સમાન ગણાશે; તેથી તેને તમો માત્ર એક ચીજ બનાવી શકશો, નહી કે એક ખરેખરો માણુસ! તમો તેના કપાલપર લટકાવેલું તાજ છીનવી લઇને તેને કાદવમાં નાખી દેતા જણાશો.

"જોકે કોઇવાર આપણી ગમે તેવી રીતે મરડાઈ શકાય એવી ઇચ્છા શકિતને કોઇ કોઇવાર હવસ કેદ પકડી લઇ જશે ખરો, જોકે પાપની સામે બળજોરી વાપરતાં આપણું લોહીનું પાણી થઇ, આપણો દમ ઉપર આવશેખી ખરો, તે છતાં આપણુને તેની ચુંગાળમાંથી છુટા થવુંજ જોઇશે; કે આખરે આપણે ઇશ્વરની હાજરીમાં એવા માણસો તરીકે ઉભા રહીશું, કે જે માણસોએ ખરેખર જંગના મેદાનમાં, જે ઘા ખમ્યા હતા, તેમના ચાઠાંની નિસાનીઓ હજી તેમના શરીરપર જણાતી હોય છે, પણ તેમ છતાં તેમને મેળવેલી ફતેહ સારૂ પુષ્પરૂપી માળાઓ (હારો)થી તેમનો સંગાર કરવામાં આવ્યો હોય છે–તેઓ તેઓના અંતઃકરણમાં સતોષ માનતા જણાય છે, કે જંગ કરવાથી કરીને તેમનામાં બળ આવ્યુ હોય છે; કે વળી દુખથી કરીને તેમને શુધ્ધતા આવેલી જણાય છે; અને તજવીજ જારી રાખવાથી તેઓ બુલંદ અથવા ભલી ખાસ્યત ધરાવતાં થયા છે. અને તેની (ઇશ્વરની) તરફેણુ દારી કરવાથી તેઓ સૌથી સુખી જણાય છે. જે ઇશ્વર તખ્તપર બેશે છે, અને તે બેહેસ્તની દરબારમાંનાં સાંભળતાં લોકો વચ્ચે એવું કહેશે, કે "ભલા અને વફાદાર સેવક, તેં ઘણી સારી સેવા બજાવી છે, ચાલ હવે અને તારા ખોદાની અનહદ ખુશાલીનો લાહવો ચાખ."

Greatly begin! thou, thou have time,
But for a line, be that sublime—
Not Failure, but low aim is crime
=The Art of Noble Living, pp. 65–76.

### અંતઃકરણ.

"હલકાં પ્રાણીઓની દુનિયાંમાં કુદરતી રીતે જે ભાન જણાય છે, તે કરતાં વધારે બુલંદ કાયદાવાળું ભાન આપણુને માલમ પડવું નથી. વળી

ત્યાં સત્યની પસંદગી કરવા સારૂ એક ગંભીર જાતની જરૂરીયાત વિશે, અને અમે તે ભોગે સત્ય પાળવાનું દબાણ થતુ જણાતું નથી. પણ જયારે આપણે આ હલકા વર્ગને છોડી માનસિક વર્ગ તરફ આવીએ છીયે. ત્યાં તો આપણને શું કરવાની તેની ફરજ છે, અને શું કરવું તેને લાજમ નથી એવું એક ભાન ધરાવવાની બક્ષેસ એક પ્રાણીમાં માલમ પડે છે. આ ભાન તે કાંઈ કેળવણી લેવાથી અથવા કોઇની સમજાવતનું પરિણામ છેજ નહિ, પણ આદમ જાતના અંતર સ્થાનમાંથી બાહેર પડતો સત્યતાનો એક અવાજ છે, કે જે પડઘા કરે છે, અને બાહેર કાંઈ પણ કામ બજાવવાની આપણને જે કાંઇ માંગણી થાય છે, તે માંગણી પવિત્રાઇ તથા સચાઇ સાથે પાર પાડવી એવું જે દબાણ ચલાવનાર હોય છે. હવે જયાં જયાંબી આપણને માણસ જાત મળી આવે છે, ત્યાં ત્યાં આપણે તેમનામાં નીતિનાં ધોરણે કામ કરવાની આ અકકલ અથવા વિવેક માલમ પડતો રહે છે.

"એ ગુણ જંગલી હાલતમાંના માણસમાં ધણો ઝાંખો અને અપુર્ણ તો હશે; પણ તે છતાંબી તે ત્યાં છેજ. જાણે અંધારીયામાં જુરીયા કરતું એક ફુલ ખિલીને સંપુર્ણ થાય માટે રોશનીના એક સ્પર્શની માત્ર રાહ જોતું હોય તેવી હાલત પેલા જંગલી માણસમાં રહેલાં ભાનની જણાય છે.

"જેમ સુર્ય અને ચંદ્ર ખરેખરા હસ્તી ધરાવે છે, એવું આપણને ભાન થાય છે, તેજ ધોરણે લેતાં સત્યતા અને ફરજ ખરેખરા હસ્તી ધરાવનારાં છેજ. એમાં તો કાંઇ શકજ નથી. અને વળી આ ગુણો સુર્ય-ચંદ્ર કરતાંબી આપણી સાથે વધારે સંબંધ ધરાવનારા છે; કારણકે તેઓ કાંઇ આપણી બાહેરના નથી, પણ તેઓ તો આપણી અંદર તખ્તનશીન થયલાં છે; આપણી ખરેખરી ખાસ્યતને લગતાં તેઓ જણાયલાં છે, આપણે તેમની હમેશની જાગૃત હાલતવાળી ચોકાસીથી અથવા તેઓના બાદશાહી તોરને જેબ આપે એવા હુકમનો અનાદર કરવાથી છટકી જઇ શકતા નથી.

"ખ્યાલમાં ન ઉતરે એવી ઝડપી વિજળીની પાંખો બનાવીને સૃષ્ટીની વધતામાં વધતી હદ સુધી ઉડી નાહાસી જઇએ, છતાંબી વાજબી હોય તે કરવાને સાચુ બોલવાને, અને જુઠાઇથી દુર રહેવાને, દયાનતદારી પાળવાને અને ચોરી નહીં કરવાને પવિત્રાઇ પાળવાને, અને અપવિત્રાઇ અખત્યાર નહીં કરવાની ધાર્મિક ફરજમાંથી છટકીશું નહીંજ, જોકે આપણને ઘડી ઘડી નાતવાની લાગે છે, છતાં સત્યતાને આપણે પસંદ કરીને પાળવી જોઇએ, એમ આપણે જાણીએ છીયે

"બીજી બાજુ નજર નાખશો તો જણાશે કે અંતઃકરણ અથવા અંતર ભાન પોતે કદીબી હલકી પંકિતએ ઉતરવાને માટે કબુલ થઇ શકતું નથી. જયાં જયાંબી તે પ્રગટ દેખાવ દે છે, ત્યાં ત્યાં તેણે બાહેર આવીને બાદશાહ તરીકેનો અમલ અથવા સત્તા ચલાવવીજ જોઇએ છે.

"જયાં ગેરડહાપણ અથવા સ્વાર્થથી કરીને આપણને પુરતી રીતે કાંઈ સુજ પડતું નથી, તેવી સઘળી બાબતોમાં કુદરતી રીતે જરૂરજોગો ઇનસાફ આપનાર તરીકે ડહાપણ હાજર થાય છે. એ આકાશ (બહેસ્ત)માંથી રોશન કીધેલો સેતારો છે, જે જયારે સઘળી દુનયવી રોશની ઝાંખી પડી જાય છે, ત્યારે તે આપણને રસ્તો દેખાડે છે. આ એક કોર્ટ અથવા ઇનસાફની દેવડી છે, જયાં દરેક ચીજની તપાસ લેવાવીજ જોઇએ છે. તે આત્માના એક હોકાયંત્ર જેવો છે, જે જોકે તે તેની જગ્યાએ આમથી તેમ ડોળા ખાય છે, અને ધ્રુજે છે ખરો, પણ તે છતાં ફરજના ધ્રુવ સેતારા તરફ હમેશાં આંગળી બતાવ્યા કરે છે, જે સેતારાની પછવાડે સઘળાના ઈનસાફ કરનાર તરીકેની "ખુરસીપર" તે મહાન સાહેબ (અહુરમજદ) બીરાજમાન થયલા છે.

"આ બુલંદ અને અચંબો પમાડે એવા અથવા ઠઠરાવી નાખે એવા સદગુણો આપણને તાબે કરી લે છે. આપણને તેમને ઓળખવાની ફરજયાત ફરજ પડે છે; તે એવી રીતે કે જાણે કે આપણા આત્માની અંદર ખોદાની ઘણો નિકટ સંબંધ ધરાવનારી હાજરી માલમ પડે છે, અને દુનિયાની અંદરની તેની સૌથી સંપુર્ણ સુરત તરીકે તે જણાય છે.

=The Art of Noble Living pp. 39-40.

"આ અંતઃકરણની વાત છોડી માણસની ખાસ્યત વીશે વધુ વિચાર લંબાવતાં આપણે તેની એક ભકિત કરનાર તરીકેની ખાસ્યતના તેજથી જ્યારે મોહી પડચે છીએ, ત્યારે આ ભકત જાણે એક એવું પ્રાણી જણાય છે. કે જે જાણે કુદરતી રીતે તે કરીમેકારસાજ (અહુરમજદ) સાથે જોડાણ કરીને સંબંધ ધરાવવાને માટે શકિતવાન હોય છે.

"સેંટ પોલ એક ગ્રીક ફીલસુફનો મત કબુલ રાખતાં કહે છે કે, "આપણે ખોદાના બચ્ચાંઓ છિયે. તે આપણા અંતર આત્માનો બાપ છે. આપણે તેની ખાસ્યતમાં ભાગ પડતા હોઇએ છિયે. દરેક માણસમાં ખોદાનો કાંઈ અને કાંઈ અંશ ઉતરેલો હોય છે,—એટલે દરેક માણસ મીનોઈ જીંદગીના એક ફણગા સમાન છે. એક અમસ્થો ખાલી માણસ—એટલે કે જે માણસમાં ઇશ્વરતાનો દમ (શ્વાસ) અથવા વળી તેની ચિંગારી હોય નહીં, તેવો માણસ હસ્તી ધરાવતોજ નથી."

"પોતાના અંતર આત્માના બાપ તરીકે ઇશ્વર સાથનું માણસના સંબંધ વિશેનું ભાન બધેબધ એકસરખી રીતે માલમ પડે છે. જો ખોદા ખુશીથી તેને મળી આવે તો તેને ધુંડી કાઢવાની લાગણી દરેક ઠેકાણે પ્રગટી નીકળેલી જણાય છે. હવે **તીલી** કહે છે, કે દુનિયામાં એવી પ્રજાઓ અથવા જાતો વસે છે, કે જેઓમાં ધર્મ જેવું કાંઈ હોતું નથી. એવું મત જેઓએ જાહેર કીધેલું જણાય છે, તે ગમે તો અચોકકસ અનુમાનપરથી ખેંચાયલું હોય, નહીં તો કે વળી તે વિચારો એક ગુંચવાડા ઉપર આધાર રાખતા હોય. કારણકે કોઈવાર વધારે ચઢતી પંક્તિના પ્રાણીઓ બાબેની માન્યતા ધરાવવા વીનાની કોઈપણ જાત અથવા પ્રજા હસ્તીમાં હોય એવું માલમ પડયું નથી. હવે ધર્મને તેના સર્વથી સાધારણ અર્થમાં લઇએ તો, તે માણસ જાતમાં સાર્વજનીક રીતે માલમ પડેલો એક કુદરતી બનાવ છે, એમ કહેવું તદન વાજબી છે. આ મતને **તાઇલર** અને **ડી. કવાત્રેફેજીસ** સંપુર્ણ રીતે ટેકો આપે છે.

"દુનિયાના માણસોમાં ધર્મની લાગણી બાબેનો વિચાર એકસરખી રીતે પસરેલો હતો, એવો ઉપલા વિદવાનો પુરાવો રજુ કરે છે. આ સવાલ ઉપર ચીન, હિંદુસ્થાન, ઇરાન, બેબીલોન, અને ઇજીપ્ત પોતે પોતાની ગવાહી રજુ કરે છે.

"જે જંગલી માણુસો ઇશ્વરી શકિતઓ બાબેનો તદન ઝાંખી રીતે કલ્પેલો ખ્યાલ ધરાવે છે, તેઓથી સરૂ કરીને ખોદાને પુગેલા સાધુઓ અથવા પવિત્ર પુરૂશો તરફ નજર કરીએ છિયે, જે સાધુઓ હૈયાતી ભોગવનારા અને ખરા ઇશ્વર (ખોદા)ના સમાગમમાં પોતાના પુરતા ભાણુ સાથે આવે છે, તેઓ વચે આખી માણુસ જાત, એક હદ વગરની હૈયાતીવાળો ઇશ્વર છે એમ માને છે, કે "જેમાં આપણે જીંદગી ભોગવીએ છીયે, હાલીએ છિયે, ચાલીએ છીયે, અને હૈયાતી ભોગવીએ છીયે, તે સાથ તેના ખેંચાણુ બાબેની સાબેતીઓ નિહાલવાને તે (માણુસ જાત) મોખરે રહેતી જણાય છે.

"હવે **હોરેસ બુશનેલ** કહે છે, કે આ તે હાલત છે કે જેમાં માણુસ જાત ઉંચી ટોંચે પુગે છે, અથવા તો પોતાના બુલંદ દરજ્જાની ટોંચ ખુલ્લી કરી આપે છે. આ દરજ્જો તેનો અમર આત્મા ધરાવવાને લીધે જણાય છે, અને, એવી રીતે જોતાં ખોદાની મુલાકાત અને તેના આપણામાં ઘર કરી રહેવાની મોકલાશ થયલી હોય છે.

"આવી રીતે માણુસ જાતને અપાયલો આવો ઉત્તમ વારસો તે ધરાવતી હોવાને લીધે તે ખાલી હેવાન જેવાં પ્રાણીથી બેહદ બુલંદ દરજ્જા પર ઉભી રહે છે.

"હવે પ્રાણી રૂપી હેવાન માત્ર જીવ અને મનની કદાચ બક્ષેસ ધરાવે છે, એ ખરૂં છે; પણ તે વિચાર કરી શકતું નથી, તેમજ લાગણી દરશાવી શકતું નથી, તેને લીધે તે આત્મા ધરાવવાથી બેનસીબ રહે છે; અને તેથી તે ખોદાને પીછાણીને તેના સાથના સીધા સંબંધ વેહેવારમાં આવવાને આ પ્રમાણે અશકત લાગે છે. કારણકે માણસ જાતને જે આત્મિક ખેંચાણો થાય છે, તેને લીધેજ માણસ જાતનો મીનોઇ વારસો સૌથી વધૂ પ્રગટી નિકળે છે. ખોદા તેની મુલાકાત લે છે, તે અમરગી ધરાવનાર મન (બેહેમન) તેની આસપાસ હમેશ ભમતું રહે છે. ખોદાઈ વારસો ધરાવવાની તે લાયકાત હવે વધારેવાર તેની ખાસ્યતપર આધાર રાખતી નથી; પણ તે તો હવે તેનામાની સર્વથી અમર્ગ અને સર્વથી બુલંદ દરજ્જાની ખુદીપર આધાર રાખે છે.

"હવે સઘળા ધર્મો તરફ નજર દોડાવીશું તો તેઓ તેમના બિસ્તારમાં તો એકજ જણાય છે. તે ધરમો ખોદાની શોધમાં રહેવાની માણસ જાતની લાગણી પ્રગટ કરતા રહે છે. જો એમ કરતાં દૈવયોગે તેને તે (ખોદા) મળી આવેબી ખરો! જે સર્વ વ્યાપક બાપ માણસ જાતના આત્માને ચાહે છે, અને તે તેની મુલાકાત લે છે, તે ઇશ્વિર બાપ માટેનો માણસ જાતના આત્માનો વિલાપ રજુ કરનારાઓ તેઓ (ધર્મો) છે.

"હમેશગીમા રહેનારો આત્મા (ઇશ્વર) માણસ જાતના રવાનની છુપી બિત્તરની જગ્યાઓ અને ઓરડાઓની અંદરથી માર્ગ લે તો, તેના મીનોઇ ઉભરાઓને વધારી આપતો, તેના બુલંદ વિચારોમાં બસારત પેદા કરતો, તેના સાધારણ વિચારોમાં દમ ફુંકતો, અને માણસ જાતની તે બુલંદ હસ્તી (ઇશ્વર) તરફની ભકિત અને મોહોબતો અથવા શીદાગીરીઓની યાદ પાછી કરાવી આપતો, અને તે બુલંદ હસ્તી ઉપરાંત તેની માણસની પાક મોહોબતોને બાહેર ભટકવા દેવાની કશી જરૂરજ નથી એવી યાદ કરાવતો, અને તેના અપાર સુખના ખજાનાની પ્રાપ્તિ કરવા પછી હવે તે (માણસ)ને બીજી વધુ કોઇ પણ ચીજ મેળવવાની જરૂરજ રહી નથી; એ ખ્યાલ તે (ઇશ્વર) માણસ જાતના મનમાં લાવતો જણાવાથી તે માણસ જાતની હવે ખાતરી થાય છે. એને સબબે તે (માણસ જાત) હવે ઇશ્વરનું ધ્યાન ધરીને તેને વીશે ઓચંબો પામે છે.

"હવે ઇશ્વર તરફનું ખેંચાણ, એ બંને વચે મોહોબતની અથવા દોસ્તીની ગાંઠ બંધાવવાનું મુખ્ય કારણ અથવા પાયા સમાન છે. જે પ્રાણીના

ખેંચાણે એવાં હોય છે. કે જેથી કરીને તે હદ વગરના ઈશ્વર સાથે સમાગમમાં આવે છે અથવા હમકાર થાય છે; એવું તે પ્રાણી (માણસ જાત) કેવા બુલંદ દરજ્જાએ પુગેલું હોવું જોઈએ તેનો તેને કાંઈ ભાસ થાય છે. ત્યારે તો

"Speak to Him, then, for He hears, and spirit with spirit may meet,
Closer is He than breathing, and nearer than hands or feet."

હવે ખરેજ નોહથી જે સુંદર બોલોમાં કહે છે, તે ખરૂં છે, કેઃ—
"ખરેખરો મીનોઈ કેબલો તો માણસ પોતેજ છે."

=The Art of Noble Living pp. 41-42.

"Yet, further, in our survey of the capacities of man, we are impressed by his inherent greatness as a being dowered with immortality.=The Art of Noble Living, pp. 44.

"The belief in immortality is native to our constitution It seems woven into the very tissue of our being. It pervades all nations and all ages. The prayers and ancestral worship of the Chinese, the paintings and mummied forms of Egypt, the lamps kindled in the sepulchres of Greece and Rome, the untutorial Indian burying his bow and arrows with the dead chief, that he may pursue the chase in the happy hunting-grounds of the Great Spirit,—all these attest the vitality of this unquenchable hope"=The Art of Noble Llving, pp. 45.

સર વોલટર સ્કોટસે પોતાનો છોકરો જ્યારે નિશાળમાં ભણતો હતો, ત્યારે તેને નીચે પ્રમાણે કાગજ લખ્યો હતો.

"મારા પ્યારા દીકરા. મેહેનત કરજે અને તારા વખતમાં સુધારો કરી બતાવજે યાદ રાખજે કે જુવાનીમાં હલકાં પગલાંથી ચલાય છે, અને આપણી મન શક્તિઓ જેમ મરજી પડે તેવી રબરની માફક દબાણને પાછી અસલ હાલતની બનવાની લાયકાત ધરાવે છે, અને જ્ઞાન ઘણી સેહેલાઈથી સંપાદન થાય છે; પણ જુવાનીના બાહાર દરમ્યાન આપણે મફલતી બતાવીશું તો પછી આપણો ઉનાળો (મધ્યમ ઉમરનો વખત) નકામો થઈ પડવા સાથે સાથે ધિક્કાર ભરેલો થઇ પડશે. આપણી મેહેનત રૂપી કાપણી દરમ્યાન તેના કાંઈક ફળો મેળવવાને બદલે તેના ખાલી છાલાં હાથમાં આવશે, અને આપણા ઘડપણરૂપી શિયાળાનો વખત બેઇજતી અને કંગાળીઓતથી ભરપુર થઇ પડશે."
=The Art of Noble Living, pp. 54-55,

"આપણને પાપ કરવા બદલામાં જે સાથી શ્રેષ્ટ મજાહ મળે છે, તે તેમની યાદ તાજી કરતા એક પસ્તાવા રૂપી નિસાસા શિવાય બીજુ કાંઈજ નથી, એવું આપણે કબુલ કરવું જોઇશે; જયારે મજાહ ભોગવવાના હદથી જીયાદા ચકચુરપણા દરમ્યાન આત્માનુ પવિત્ર દેવળ (દેહ)ને બગાડી અને અપવિત્ર કીધું હોય છે. કવી બર્ન લલકારે છે કે—

"I waive the quantum of the sin,
The hazard of the concealing;
But O! it hardens all within;
And petrifies the feeling."

"એક વાહાણને ફકત થોડોજ વખત એક મોજો ઉંચકી ધરે છે, ને આગળ ચાલે છે, અને પછી સઘળું આગળની માફક સમવસમ થઈ જાય છે; એવી રીતની હાલત એક બુરૂ કામ કરવા પછીની હોતી નથી. તેથી તો તેમાં ઉલટુંજ બને છે! આથી કરીને તે માણસની આત્મીક ખાસ્યતની અંદર ઝેર પેવસ થાય છે.

"આથી કરી તેની ચાલચલણને જોરથી આંચકો મારી તેને ચીમટાવી નાખનાર સાધન ઉભું થાય છે; તેનાથી તે સ્વાનનું બુરૂ થયું હોય છે. કોઇબી માણસ જો એકલપેટાઇ વાપરવા લાગે, જુઠુ બોલતા શિખે, હવસનો ગોલામ બને, તો પછી અંતરમાં વાસો કરી રહેલા ખરા પુરૂષોત્તમના ઝમકદાર મકાણો ઝાંખા પડી જાય છે, તેમના અંતઃકરણની તિક્ષણ ધાર બુઠ્ઠી થતી જાય છે; અને અષોઇ તેમજ ઉમદા ખાસ્યત અખત્યાર કરવાનો માર્ગ વધારે કઠણ થઇ પડે છે.

"પાપનુ આ સૌથી સીહા સ્વરૂપોમાનુ એક ગણાય છે. આથી કરી એક માણસ બાહેરની ચીજો બાબેજ માત્ર ચિત્તભ્રમ થનો લાગતો નથી; પણ તેનો અંતરઆતમાંબી આવા અંધકાર (અજ્ઞાન)થી કાળો પડી જાય છે. આથી કરીને એક બાહારના બેહેસ્ત (સુખ) ભોગવવા માટે તે બેનસીબ બને છે, એટલુંજ નહીં; પણ તેથી કરી બેહેસ્તની હાલતોને નજરે નજર જોઇને તેમનો આનંદ ભોગવવાની લાયકાતબી લુટાઇ જાય છે. આ પ્રમાણે માણસનુ સ્વાન પાપના ઠગારાપણાને લીધે મીનોઇ ચીજો તરફ પોંહોંચવાનો માર્ગ બંધ થઈ ગયશો જોય છે, જયારે બીજા હાથપર જે રસ્તે ચાલતાં ઠગાઇ— ખંધાઇ તેમજ જુઠાપણું વધે એવો રસ્તો મોકળો થવામાં તથા તે બાબેની સચેત હાલત થવામાં સહેલાઈ થઇ રહેલી માલમ પડે છે,

"વળી બદીને વખતો વખત લાહાવો આપવાથી તે બાબેની બુરી ટેવ જન્મ પામે છે, તે બાબે આપણને કદીબી વિસરભો થવું જોઇતું નથી. હવે જો એક વખત એક બુરો વિચાર પેહેલીવારજ મગજમાંથી પસાર થઇ જાય છે, તો પછી તે જરા જેટલી અસર ગમે તો છોડી જય છે, અથવા તો તે બીલકુલ અસર છોડી જતો માલમ પડતો નથી. પણ જો વખતો વખત તે વિચારને મનમાં લાલવાનો શોખ ઉત્પંન કરો, તો પછી તે ભેજાંના છિદ્રોવાળા તંતુઓ મારફતે એક પગથીનો ઉપયોગ કરે છે, જેની મદદથી તે વિચારને માર્ગ લેવાનો રસ્તો આગમચથી તૈયાર થાય છે. આ આવણુ-જાવણનો માર્ગ ઉભો કરવામાં આવ્યો હોય છે, તે માર્ગનો વખતો વખત ઉપયોગ થતો ચાલ્યો છે, જેનો છેડો જોઇશું તો બગાડ અને નાશમા જઇ મળેલો લાગે છે. એક જુના નાટકકારના બોલોમાં બોલીએ તો આપણે કાંઈ એકદમ બગડી જતા નથી."—

"We are not worse at once—the course of evil
Begins so slowly and from such slight source,
An infant's hand might stem its breach with clay:
But let the stream get deeper, and philosophy—
Ah, and religion too—shall strive in vain
To turn the headlong torrent."

હવે બદીની બુરી ટેવની શકિત એટલી બધી જોરાવર છે, કે તે સામે માણસોએ જબરી ટક્કર ઝીલવાને માટે જ્યાં સુધી શરૂ કયુ નથી, ત્યાં સુધી તે બાબે તેમણે પુરેપુરો ખ્યાલ આવી શકતો નથી. જયાં સુધી માણસો તેના વોહની સાથે ધસડાતા ચાલે છે, ત્યાં સુધી તેના કૌવત વીશેનો પુરતો ખ્યાલ ધરાવી શકતા નથી. એક વખત તેમને હોડી ફેરવી નાખીને તે વોહની સામે હલેસાં મારવાની તજવીજ કરવા દેવી જોઇએ. પછી તેઓના સ્નાયુઓપર કેટલો ભાર આવીને તેઓ જોખમાય છે, અને તેમ કરતાં તેમની ધોરી નસો ફુલી આવીને જાણે ઉભી થાય છે, અને વળી તેમના કપાળમાંથી પરસેવાના ટીપાં કેવાં ઝરકવા માંડે છે, અને તેના પાછલા ભાગ તરફથી કાંઈ પણ ઘોંઘાટ કરવા વગર વેહેતા પ્રવાહમાં રાક્ષસી જાળ હેઠળ નાખી દઇને સોષી નાખતી અથવા ચુશી લેતી બુરી ટેવવાળી શકિત કેટલી બળવાન હશે તે બાબે તેમને પાઠ શીખવશે.

"આપણે જુવાન માણસના મનપર જે શિખામણો સૌથી આગેવાન

શિખામણ ઠેસાવીએ તે તેણે પોતાના દોસ્તો અને મીત્રો પસંદ કરવા બાબતની છે.

"એટલા માટે પવિત્ર પુસ્તકોમાં જે કાંઇ આજ્ઞા કીધી છે તે વજનદાર માલમ પડે છે. જે કોઇ અકકલમંદોની શોહોબતમાં ફરશે તે અકકલમંદ થશે, પણ મુર્ખોનો એક મિત્ર તો ફના થશે.

"એક સ્પેનીશ કહેવત મુજબ તો વરૂઓ સાથે રહેવાથી તમો ભુકવાનુ શીખશો."

"ઠગાઇ કરવાથી ઠગાઈ વધે છે." "ઉમદા ખવાસ વાપરવાથી ઉમદા ખાસ્યતમાં વધારો થાય છે."

"દરેક મજબુત માણુસ જે આપણુને માલમ પડે છે, તે એક કોતર કામ કરનાર હોય છે, અને જેમ એક કુંભારના હાથમાંની માટીમાંથી તે એક હેવાન અથવા ફરેસ્તાના સ્વરૂપનો આકાર પડે તેમ મજબુત મનનો માણુસ જેમ આપણુને નચાવે તેમ નાચવું પડે છે. એટલે તે આપણુને કાબુમાં લઇને ચાહે તો એક ક્રુર જાનવર બનાવે, નહીં તો કે એક ફરેસ્તા સમાન બુલંદ મરતબાનુ માણુસ બનાવે છે.

"હવે એક માણુસ ગમે એટલો બુલંદ દરજ્જો ધરાવતો હોય છે, તોપણ જે માણુસ નીતિની રાહ-રસમોને ધિકકારી કાઢે છે, જે વળી ભલી-ભલાઈની કીમત ઓછી કરી નાખે છે, અથવા તો તરછોડી કાઢે છે, જે ધર્મની ચેષ્ટા કરે છે, જે એમ કહે છે કે સઘળી સ્ત્રીઓની પૈસાના રૂપમાં ઓછી વધતી કીમત થતી હોય છે (એટલે ઓછી વધતી કીમતે કોઇ પણ સ્ત્રી પોતાની નીતિ વેચીને સ્ત્રી જાતને કલંક સહેલાઇથી લગાડી શકે છે), જેની મજાક-મશ્કેરીને ખાલી તાએલાં સમાન વાતો અમર્યાદાના રસથી ભરપુર હોય છે, અને જેથી કરીને બુધ્ધિશાળી જીવને કલંક લાગી જાય છે, એવા માણુસને એક જીવતી બળા અથવા પાપ ગણીને તેનાથી આપણે દુર રહેવું જોઇએ છે."

"જેઓની સંગતથી તમો અમીરી ખાસ્યતના થાઓ છો, જે તમારામાં માલમ પડતી એબને માટે તમોને શરમાવીને તે બદીથી તમોને છોડવે છે, જે જ્યારે નીતિની જમીનપર તમારા પગો મુકતાં તે પગો ઠડતા નથી, ત્યારે તમારો નીતિનો પાયા મજબુત બનાવી તમો તે ઉપર એસ્તવાર રીતે ઉભા રહો એવા તમોને દરેલ બનાવે છે; જે તમોને નીતિરૂપી વાતાવરણનો વધારે

સ્વચ્છ દમ લેવાને ઉંચકી ધરે છે; જે તમો નીતિ તરફ વધારે માનથી જોતા શિખો એવી બુલંદ ખાસ્યતવાળા તમોને બનાવી દે છે, અને જે ફરજનુ કરજ અદા કરવામાં કેવો બુલંદ મરતબો છે, તે બાબે તમારી આંખો ખોલે છે, તેવા માણુસની દોસ્તી તમારે શોધવી જોઇએ ! (એટલે સતસંગ કરવો.) આવા માણુસોજ એક એવો તો બળવાન જીંદગીનો પ્રવાહ બાહેર કાઢે છે, કે જે આપણુની અંદર નવો જોશ મુકી આપી આપણી જીંદગીને સ્વચ્છ અને નિર્મળ બનાવે છે. જેઓ વળી તેઓને ચાહે છે, તેઓમાં નીતિઓનો પસરાત ફેલાવે છે; જેઓ બહેસ્તના ખેંચાણો માફક આપણુને ખેંચી અથવા આકર્ષી રાખે છે. આવા એક માણુસની ખાસ્યતનુ વર્ણન આપણા હીત સારૂ **તેનીસન** રજુ કરતાં જણાવે છે, કે:—

"On thee the loyal—hearted hung,
The proud were half disarmed of pride,
Norcared the serpent at thy side
To flicker with his double tongue."
"The stern were mild when thou wert by,
The flippant put himself to school
And heard thee, and the brazen fool
Was soften'd, and he knew not why."

"જેઓની દોસ્તીથી આપણામાં કાંઇ સુધારો વધારો થતો નથી, આપણામાં નીતિના ધોરણે જોતાં તે ધોરણ બુલંદ મરતબાનુ બનતું નથી, અને એક સારા માણુસને પોતાના ઉમદાં લક્ષણો બીજાં હલકાં માણુસની મતલબ પાર પાડવા સારૂ સંકોચાવી નાખવાં પડે છે, તેવાઓની દોસ્તી શોધવામાં ફાયદો શો છે? જયાં આપણુને શોખાઇ ભરેલા જવાબો તથા બદી તરફના માર્ગે જવાની ઉશ્કેરણીઓ સાધારણ રીતે પુરતી માલમ પડી આવે છે, તે શોધવાને તમોને તમારી ખુદીમાંથી બાહેર તલાશ કરવા જવું પડવાનુ નથી. જયારે તમો તમારી ખુદી છોડી બાહેર જાઓ, ત્યારે આટલું યાદ રાખજો કે તેઓ તમો આગળ હતા તે કરતાં તમોને વધારે ડહાપણુ ભરેલા કરીને પાછા મોકલે અને નહીં કે વધારે બદતર હાલતમાં તમો પાછા ફરો.

"એ તો ખરૂં છે, કે તમો જયાં રેહેતા હોવો, તે જગ્યાએ એવા ભલાં માણુસો ઘણા થોડા જણાય છે ખરા. વગી એથી ખરૂં છે કે એવા

માણુસોને શોધી કાઢતાં કાંઇ વરસો વહી જશે. જો એમજ બને તો પછી એકલાજ ફરવા હરવા જવામાં સંતોષ માની લેવો; અથવા ચોપડીઓ વાંચીને ભલા ગુજર પામેલાઓની દોસ્તી શોધતા રહો. કે જેઓ એવી રીતે પોતાની ખાકી દેહ છોડી જવા છતાં પોતાના પુસ્તકો પાછળ મુકી ગયા છે, તેમાં તેઓ અમર રહેલા હોય છે.

"અહીયાં (ચોપડીઓમાં) તમો સવથી બુધ્ધિશાળીઓમાંના કેટલાક ખોદાના બેતાઓની સાથે સાથે તમો ફરતા જણાશો; અને હવે આ લોકો મિત્રો છે, કે જેઓ તમારી ગરીબાઇને લીધે તમોને ધિક્કાર કરશે નહી, અથવા તો તમારી હલકી પંક્તિને લીધે તમારી મશ્કેરી કરશે નહી. લંડન શેહેરના ઘરોનુ કાતરીયું તેમની પધરામણી માટે ઘણું હલકું ગણાશે નહી. અથવા તો તેમની પ્રકાશિત પાંખોનો ફેલાવો કરવા માટે તે જગ્યા ઘણી ટુંકી જણાશે નહી; અને જે જગ્યાએ એક ગરીબ ગામડયો પોતાના ઝુંપડાં સરીખા ઘરમાં રહેતો હોય છે તે જગ્યામાં દાખલ થવા પોતાના માથા ન મારવામાં કદીબી તુમાખી દેખાડશે નહી; અને તેઓ ગરીબ અભ્યાસીના મનપર બુલંદ અને પવિત્ર ચીજો યાદ કરવા માટે એક ભિત્તરની ખુશાલીથી ઉત્પન થયલાં સુખનો ઝળકાટ આપતો છાપ પાડશે.

" વળી દુઃખ દરમ્યાન તેઓ તમારી બાજુએ ભટકતા રહેતા માલમ પડશે. તેમજ એકાંત વાસમાં તેઓ તમારી દોસ્તી શોધતા રહેશે. વળી દલગીરી અને વીપતિ દરમ્યાન તેઓ તમારીથી વિખુટા પડીને તમોને છોડી જશે નહી. તમારી રોજીંદી રોટલી કમાવવા સારૂ તમોને હલકા માણુસો સાથે સાથે ઉભા રહીને રકજીક કરવી પડશે, જેઓની ભાંડ ભાષાથી તમોને કમકમાટ ઉપજશે, અને તેમના જીંદગી બાબેના નજીસ ગલીચ વિચારોથી નાસીપાસીબી આવશે. પણ જયારે તમો તમારા ઓરડામાં એવા બદકારોથી છુટા પડીને એકલા હશો, ત્યારે તમો જેમની કીર્તિ સારી જગતમાં ફેલાયલી અને જેમના શબ્દો પૃથ્વીના છેક છેડા સુધી પુગી વળેલા એવા ભવિશ્ય ભાખનારા અને મહાન ગવૈયાઓ સાથે સમાગમમાં આવશો.

" આવી હાલત માટે Heinsius લખી જાય છે, કે—

"In the lap of Eternity among so many divine Souls, I take my seat with so lofty a spirit and such sweet content,

**that I** pity all the great ones and rich men **that have not this happiness."** Old Giles Fletcher **tells us how here we find,**

A heavenly feast no hunger can consume;
A light unseen that shines in every place;
A sound no time can steal: a sweet perfume
No winds can scatter; an entire embrace
That no satiety can e'er unlace.

=The Art of Noble Living, pp. 55-62.

## પરોદર્શ મરઘો તે શું?

અશો જરથોસ્તે દાદાર અહુરમજદને પુછ્યું કે,

" અશો સરોશ ઇજદના ફરમાન પ્રમાણે કોણ ચાલનાર છે?—

ત્યારે દાદાર અહુરમજદે કહ્યુ કે, અએ પવિત્ર જરથોસ્ત! **પરો-દર્શ નામનો મરઘો**...તે મરઘો કામ કરવાને શુર આપનારી બામદાદને વખતે (નીચે પ્રમાણે) પોકાર કરે છે.—

"અએ માણસો! તમો ઉઠો, સઉથી સરસ અષોઈની વખાણ કરો (તથા) દેવોને દફે કરી નાખો; (નહીતો) કે તે લાંબા હાથવાળો **બુષ્યાંસ્પ** દેવ તમારી તરફ દોડી આવે છે. તે બુષ્યાંસ્પ દેવ એવો છે કે તમામ હાડ મંદ દુનિયાના લોકો જેવી બામદાદ પડીને જાગૃત થયાં તેવાં તેઓને પાછાં સુવાડી દે છે. અએ માણસો લાંબી ઉંઘ તમોને સજાવાર નથી."

" સૌથી સરસ ત્રણ ચીજ કે જે સારો વિચાર, સારૂ કહેલું વચન, તથા સારૂ કીધેલું કામ, એનીથી તમો કદીબી દુર થતા ના. સૌથી ખરાબ ત્રણ ચીજ (કે જે) ખરાબ વિચાર, ખરાબ કહેલું વચન (તથા) ખરાબ કીધેલું કામ (એનીથી) તમો દુર રહેજો.

" ત્યારે રાતના પહેલ્લાં ત્રીજા ભાગને માટ (રાતના પહેલ્લા પોહોરમાં) હોરમજદનો આતશ ઘેરના ઘર ધણીને બોલાવે છે:--

"અએ ઘરના ઘર ધણી! (મારી) મદદને માટે તું ઉઠ, આંગ ઉપર કપડાં પહેડ, તારા બેહુ હાતો તું ધો, કાઠી તું શોધ અને મારી નજીક તું લાવ. દેવની રસમ પ્રમાણે આજીસ દેવ મારી જીંદગીના મોહોત માટે આવી પોંહોંચે, તેની આગમચ બેહુ એશા હાતે કરીને પાક કીધેલી સોજી કાઠીઓમાની (કાઠી) મુકીને મને રોશન કર.

"રાતના બીજા ભાગને માટે બીજા પોહોરમાં હોરમજદનો આતશ (દેશની) વૃધ્ધિ કરનાર ખેડુતને અરજ કરે છે.--

"અએ દેશની વૃધ્ધિ કરનાર ખેડુત! (મારી) મદદને માટે તું ઉઠ, (આંગ) પર કપડાં પહેર, (તારા) બેહુ હાતો તું ધો, કાડી તું શોધ (અને) મારી નજદીક લાવ, દેવની રસમ પ્રમાણે ચાલનાર અજિશ દેવ મારી જીંદગીના મોતને માટે આવી પોહોંચે, તેની આગમચ બેઉ ધોએલા હાથોએ કરીને પાક કીધેલી (સોજી) કાડીઓઓમાંની (કાડી) મુકીને રોશન કર.

"પછી રાતના છેલ્લા ત્રીજા ભાગમાં હોરમજદનો આતશ અશો શરોશ ઇજદનેબી એવીજ રીતે અરજ ગુજારે છે.

"ત્યારે અએ સાથી પવિત્ર જરથુસ્ત્ર! તે પરોદર્શ નામનો મરઘો તેને અશો સરોશ ઇજદ ઉંઘમાંથી જાગૃત કરે છે, ત્યારે તે મરઘો (કામ કરવાને ઉજમ આપનારી) બામદાદને વખતે નીચે પ્રમાણે પોકાર કરે છે:-- અએ માણસો! તમો ઉઠો, સઉથી સરસ અશોઈની વખાણ કરો તથા દેવોને દફે કરી નાખો; (નહીં તો કે) તે લાંબા હાથવાળો બુષ્યાંસ્પ દેવ તમારી તરફ દોડી આવે છે.

"ત્યારે એક દોસ્ત બીછાના પર સુતેલો બીજા દોસ્તોને કહે છે, કે ઉઠો, હવે દાહાડો ઉગ્યો," એમાંથી જે કોઇ પહેલો ઉઠે છે, તે સઉથી સરસ દુનિયામાં જાય છે."

(૨૮) દાદાર અહુરમજદ કહે છે, "અએ સઉથી સરસ જરથોસ્ત! જે કોઇ આએ મારા પરોદર્શ નામના પક્ષિઓ જે નર તથા માદાનુ જોડું તેને ભલી અષોઇમાં અષો માણસને આપે તો તે શખ્સ ગોયા સો થાંભલા વાળું, હજાર બારવાટીયા વાળું, દશ હજાર બારી વાળું, (તથા) દશ હજાર જોવાના બુરજ વાળું એક ઘર આપનાર તરીકે ગણાય.

"(દાદાર હોરમજદ અશો જરથોસ્તને કહે છે કે) જે કોઈ આએ મારા પરોદર્શ નામના મરઘાના તન જેટલો મોટો ગોસ્તનો (કટકો) અશો માણસને આપે છે. (બીજાઓ પ્રમાણે જે શખ્સ આ પરોદર્શ પક્ષીને ગોસ્તનો કટકો આપે છે) તેને હુ હોરમજદ સૌથી સરસ દુનિયા (બહેસ્ત)ના મારગમાં જતાં બીજો વચન હરગેજ પુછતો નથી,"=વંદીદાદ ફરગરદ ૧૮.

હવે પરોદર્શનો અર્થ અગાડીથી જોનાર; તેપરથી અગમબુધ્ધિવાળો થાય છે.

હવે અગમબુધ્ધિ અહેરેમનને દાદાર અહુરમજદે બક્ષેલી નથી. એથી ઉલટું એક અશો માણસ મીનોઇમાં રેહેનારો અને મીનોઇમાં જીવનારો છે, માટે

ત્યારે અગમબુધ્ધિ ધરાવનારી ખાશ્યતે તેનામાના મીનોઇ તત્વને આભારી છે, એ તત્વ તે બુધ્ધિ તત્વ છે, તે મીનોઇ તત્વનુ ચઢતુ પાસુ બતાવે છે, જે નામા એ ખિલે છે, તે અગમ જ્ઞાની થાય છે.

હવે ખાકી દુનિયાપરના વહેવારથી આપણને માલમ તો છે, કે બામદાદ થવા આવતાં માણસોને આગમચથી જગાડનાર અથવા તો પોતે સૌથી વહેલું જાગૃત થનાર પ્રાણી તે મરઘો છે.

અતરે મીનોઈ ભુવન તે અંતર ભાણનો ખ્યાલ રજુ કરે છે. જેને **spiritual consciousness** કરી કહે છે. આ વળી બુધ્ધિની ખાશ્યત છે. એટલા માટે હવે સઘળાંનો સામટો અર્થ સમજીશું.--

અતરે આટલુ ધ્યાનમાં લેવાનું છે, કે દરેક માટે રસ્તાખેજનો દીવસ સામટો થવાનો છે, તેમ વળી દરેક માણસના પ્રગટીકરણ મુજબ જુદો જુદોબી થવાનો છે. એજ પ્રમાણે દરેક માટે મીનોઇ સહ્વાર ( હોશબામ= હોશનું ખિલવું) અલગ અલગ થવાની છે.

મીનોઈ સહવાર પડી કે અંતરમાં સુસ્ત પડેલા મીનોઇ તત્વો જાગૃત થવા માંડે છે, અને પછી તેઓમાં હમેશ માટેની જાગૃતી આવે છે, પછી તેઓ પોતાના બાપ (હોરમજદ)ને ભેટવા પુર હરખમાં આવી જતાં હોવાથી તેઓમાં શુર છુટે છે.

ત્યારે હવે જેમણે માટે **સોનેરી સહ્વાર** પડવા આવી છે, તે પોતે કયા તબકકાપર આવી ઉભો છે, તે જાણી જાય છે. તે વખતે તે ઉજમ પકડવા સારૂ ઠરાવ કરે છે. અને સરવેથી સરસ અષોઇ અખત્યાર કરવાને બુરા વિચારને તરછોડી નાખવાને માટે મનમાં ઠરાવ કરતો રહે છે. કારણકે હવે તેને લાગે છે, કે જો હવે તે બાબે જરાબી આળશ કીધી તો તે ભાણ ભુલો થશે, પછી સત્યાનાશની પાંજી ! અને કાકા કયાં તો જયાંનાં ત્યાં ! ભુલ્યા ત્યાંથી પાછા ગણો ! ભાણ ભુલ્યો તો પછી અજ્ઞાનતા પાછી આવી ને આળસનો દેવ ભરાઇ ગયો તો પછી બધુ ધુળ-ધાણીને વા-પાણી !

એટલા માટે પરો-દર્શ મરગો કહે છે, કે લાંબી ઉંઘમાં ઉંઘાઇ રહેવું હવે જ્ઞાની માણસને લાયકતુંજ નથી ! માટે હવે હુમત, હુખ્ત, ને હવર્સ્ત પ્રમાણે કરણી કરવાનુ ચાલુ રાખવાને, દુશ્મત, દુજુ હુખ્ત, દુજુ વર્સ્તના કામોને તરછોડી કાઢવાને માટે મીનોઈ અવાજ શિખામણ આપતો રહે છે. તે માણસમાં જયારે અજ્ઞાનતાનુ પુર જોર ચાલુ રહે છે, ત્યારે તેના દીલમાં તેના ગુરૂ તરફથી મેળવેલા શિક્ષણની અસરે એવી બસારત થાય છે

કે માયામાં લપેટાઇને ચાલવાનુ હવે ઠીક નથી, તેથી અંતરનુ રવાન ભુખે મરી જઈ તેનું મોહોત નીપજવાની અણીપર તે આવતુ જાય છે, માટે ઉજઝમ પકડીને જો તેણે નિષ્કામી કામ કરવાના ચાલુ ન કર્યાં, તો તેના જીવની બતી બુઝાઈ જવાની. તે માત્ર મુએલું ખોખુ સરીખું થઇ રહેવાનો. કારણકે લોભ-લાલચના દુર્ગુણોથી મીનોઇ અંતર પ્રાણ તથા તેનાથી ઉપજતું અગમ ગ્નાન, વગેરે ઠંડા થઇ પડે છે. નિષકામી કામોથી અંતરના મીનોઈ તત્વોનું તેજ વધે છે, તેમજ **તેઓમાં નવું** જોશ પેદા થાય છે. આ તબકકો શરૂઆતનો છે.

આગળ ચાલતાં જયારે ગ્નાનની ખેતી થવાનો વખત આવે છે, ત્યારે તેથી અંતરના મીનોઈ તત્વોની વૃધ્ધિ થવા માંડે છે, એ વખતે આગળની માફક સફા દીલે કામો કરી શુભ કરણી કાડી તેઓ મીનોઇ આતશને સળગાવીને રોશન કરે છે, તેથી તે આતશને પ્રતાપે વધે છે.

છેલ્લા તબકકામાં હોરમજદનો આતશ સરોશ ઇજિદને અરજ કરે છે. જેથી સરોશ ઇજદ પરો-દર્શ મરઘાને જાગૃત કરે છે, અને તેને પરિણામે મરઘો પોકાર કરે છે.

હોરમજદનો આતશ તે ઉંચ મનસ તે પોતાના સરોશ ઇજિદ તે Higher Ego અર્જ ગુજારે છે, જેથી સરોશ ઇજદ (Higher Ego) પરો-દર્શને જગાડે છે. હવે પરો-દર્શ કયારે જાગે કે અશો સરોશ ઇજદ (રવાન) નામનુ મીનોઇ તત્વ જાગૃત થયલું હોય, તે જાગૃત થઇને પરો-દર્શ મરઘાને એટલે મીનોઈ બુધ્ધિ તત્વને જગાડે. બુધ્ધિ તત્વ જયારે જાગ્યું કે પછી હોરમજદી મીનોઈ દુનિયામાં (અંતરમાં) ગણગણાટ મચી રહે છે. તે હવે બસારત રૂપે સાવચેતીનુ રણસીંગડું ફુકવા માંડે છે. કારણ કે રખેને સજાગરૂ થયલા મીનોઈ તત્વો આળસ રૂપી દેવની સમજાવતથી સ્થીર થઇ જાય તો પછી તેથી મોટો ભય આવી ઉભો રહીને તે નાશ લાવવા માટે ડોળા ઘુરકે એ વખતે જો ઇચ્છા-હવસ (Desire & Lust) માં તે પાછું લપટાયું તો તેથી તેનામાં પાછું મીનોઈ તત્વોનુ મોહોત આવવાનુજ. માટે લોભ-લાલચ, ઇચ્છા, હવશ, અહેખાઈ, આળશ વિગેરે તજવામાંજ આત્માની ઉનંતિ છે. Henry Drummond કહે છે, કે Natural Law in the Spiritual Law (જે કાયદો બાહારની જગતમાં કામ કરે છે, તેજ કાયદો ભિત્તરની જગતનેબી એકસરખો લાગુ પડે છે.)

એ પછી જયારે મીનોઈ બામદાદની સાથની સુખી સહવાર પડવાનો વખત આવી પુગીને સોનેરી સુર્ય તલુ થવાની આશા ઉભરાતી હોય છે; ત્યારે મીનોઈ અંતઃકરણ બાપોકાર ચેતવણીનુ રણસીંગડુ ફુંકીને, તે ઉમેદવારને ઉજ્જમ પકડવાને, અષોઈ અખત્યાર કરવાને, તથા સવાબના કામોમાં મંડયાં રહેવાને ઉશ્કેરે છે. વળી તે દુર્ગુણુતા તજવા માટે ચેતવણી આપે છે. બીજી બાજુ હવે જાગૃત થયલા મીનોઇ તત્વો એક મેકને જગાડીને તેજી જીંદગી ગુજારવાને માટે ઉત્તેજન આપે છે, એવું કહીને કે હવે સુખી સહવાર પડવાનો વખત થઈ ગયો છે; તેઓમાંનુ જે કોઇ વહેલું થઈને કામે વળગશે તેને મીનોઈ મજાહ (બેહેસ્ત)નો લાહાવો પહેલો ચાખવાને માટે મળશે.

હવે આગળ ચાલતાં ૨૮માં ફકરામાં હોરમજદ કહે છે, કે "જે કોઈ પરોદર્શ મરઘાનું (નર–માદા–) જોડું અષોને ભેટ આપે છે તે જાણે ૧૦૦ થાંભલાંનુ, ૧૦૦૦ ભારવટયાનુ, દશ હજાર બારી વાળું, દશ હજાર બુરજ વાળુ એક ઘર ભેટ આપનાર તરીકે ગણાય."

સાધારણ રીતે જોતાં તો આ ફકરો બકરૂ આપીને ઉંટ છોડી લાવવા સરીખું ગણાય. જે અકકલથી ઉલટું લાગે. એવી તો શી મોંઘી કીમતનું આ મરઘા–મરઘીનું જોડું છે, કે જેની કીમત કાંઇ લાખો–કરોડો રૂપીયાના રાજમેહેલની બરોબર હોય?

ભાઇઓ આમા સરાહાવાત છેજ નહી. તેમાં સચ્ચાઇ છે અલંકાર નથીજ. તેમાં સાચી વિગતોનુ વર્ણન આપેલું છે. માટે આપણી નાકેશ અકકલ પ્રમાણે તેનો ખોલાસો સમજીશું.

વળી હવે આપણે કહીશું કે ઉંચ મનસ (રવાન) તથા બુધ્ધિ તત્વ નામના મીનોઇ તત્વો જેનામાં સજાગરૂ થાય છે, તે પછી તેઓ પોતાની મેળે કામે વળગે છે. હવે તેને પરિણામે તેનુ મીનોઈ શરીર વૃધ્ધિ પામે છે; એટલે જાણે તેનુ મીનોઇ મકાન બંધાઇ સંપુર્ણ થવા માંડે છે. તે એટલું તો ઝળકાટવાળું મીનોઈ ભુમીતિના આકારોથી છળ છળ થતું સુર્યની માફકનું પ્રકાશિત તેમજ તેજી અને જોરાવર હોય છે, કે પછી બાકી ઘરોનો સંગાર અથવા ઠાઠ માંઠતો તેની આગળ કુચ બીસાતમાંબી નથી, પછી તે ગમે તાજમાહાલ સરીખોબી કાંય નહીં હોય.

વળી જાણવું જોઇએ કે રવાન–ને બુધ્ધિ એક જોડી સમાન છે. બુધ્ધિ ને રવાન એકત્ર થયાં કે પછી તેઓ સ્વતંત્રપણે તેમજ સરળ રીતે

બુધ્ધિને માર્ગે (પ્રગટીકરણે) આગળ વધારો કરવા માટે ચાલ્યાં જાય છે. જેટલે પ્રમાણમાં તેઓ આગળ વધારો કરી દેખાડે છે, તેટલા પ્રમાણમાં તેમનું મીનોઇ શરીર ઝળકાટવાળુ બની રહે છે અને **સોનેરી સુર્ય** ત્યાં પુર બાહારમાં ઉગેલો લાગે છે.

(૨૯)માં ફકરામાં એક ગોસ્તનો ટુકડો મરઘાને જે કોઈ ખવાડે છે તે શખ્સ સૌથી સરસ દુનિયા (બેહેસ્ત) તરફ જાય છે, તોબી તેને અહુર-મજદ એક સખુન વટીક કહેતાબી નથી."

અતરે વળી કાંઇ વીચીત્રતા નજરે પડે છે. તે એક નાનો સરીખો ગોસ્તનો ટુકડો મરઘાને ખવાડીને બેહેસ્ત છોડવી લેવાનો છે.

હવે ગોસ્ત એ અયુર વૈદયો પ્રમાણે મટોડું કહેવાય છે, મટોડું એટલે માટી. વળી માંસને અજ્ઞાનતા સાથેબી સરખાવવામાં આવે છે.

હવે મરઘો એટલે નરજાતિ એટલે બઓધંગ = બુધ્ધિતતવ છે. અને જે કોઇ માંસરૂપી અજ્ઞાનતા ખવાડી દે છે, એટલે જે કોઈ એની પાસે મીનોઈ જ્ઞાન સંપાદન કરીને તેને બદલે પોતાની અજ્ઞાનતાનો નાશ કરે છે, જેથી હવે બુધ્ધિ તત્વનુ જોર વધી જાય છે, તે ચળાયમાન થતાં ઇશ્વરી રાજય ત્યાં વ્યાપી રહે છે, એટલે તે માણુસ **જ્ઞાની** બને છે, તેથી હવે બેહેસ્તમાં જવાની ચાવી આપોઆપ તેની નજરે પડે છે. એ ચાવી મળતાં તે બેહેસ્તના દરવાજા ઉંઘડી જાય છે. જેની સામે હવે કોઈ પણ આવી આડા હાથ કરતું નથી. કારણકે તેની લાયકાત બાબે દાદાર અહુરમજદ એક શબ્દ વટીક પણ કાઢતાં નથી તો પછી તેમના હુકમ વગર તે અષોને રોકવાને બીજું કોણ તૈયાર થાય?

---

## છેવટના સખુનો.

"રોશનીમાં એક કર"

"રોશનીમાં જીવતો કર"—દસાતીર.

આ ભણનારની દુવા ગુજારી છે. તે જાણે અહુરમજદને અરજ ગુજારે છે કે તેની છેવટની નેમ રોશનીમાં એકત્ર થવાની છે, રોશનીમાં પુરતાં ભાન સાથે એક થઇ જઇને જીવતા થવાનું છે. અમર્ગપણુ મેળવવાનુ છે. આ બુલંદ નેમ (ideal)થી વધું ઉંચી શી હોઈ શકે? રોશનીમાં જીવતો થાય તે રોશનીનુ બળ મેળવે? રોશની જેવો થાય. રોશનીની જડપ કાંઇ નહીં તો દર સેકંડે તો ૧૮૬૩૩૦ માઇલથી વધીને ૧૯૦૦૦૦ માઇલ જેટલી નોંધાઈ

છે. તો પછી એના કરતાં વધુ જડપ દુનિયામાં છેજ નહીં. ઇલેકટ્રોન વટી-કની જડપ સેકડે ૧૭૦૦૦૦ માઇલ જેટલી ગણાઇ છે. છતાં રોશનીની જડપ તો અતીશ્ય મોટી છે. રોશનીની જેટલી જડપ તેટલું તેનું બળબી સાથી વધુ છે. રોશનીમાં એક થાય ત્યારે તેટલી જડપવાળો, તેટલા બળ-વાળાને તેટલાં જ્ઞાનવાળાને વળી અમર્ગ, ને સ્વગ વ્યાપક થયલો જોવાને રોશ્નીની ભક્ત ઇચ્છતો જણાય છે. ત્યારે જરથોશ્તી ધરમે પોતાના પાળનારાઓ નજીક આવો બુલંદ Ideal અથવા નેમ ધરી રાખી છે, તો પછી એના કરતાં વધુ ઉમદા Ideal આપણે કયાંથી મળશે?

ખરેખર રોશની એજ આપણી આખરની નેમ છે ને રહેશેજ, તેનુ મોતેબરૂપણું જ્ઞાની માણસોજ સાબેત કરી આપશે.

ત્યારે અષોઇ પાળવી શું કાંઇ વાહીયાત બાબત છે, તે શું કઠણ ન પાળી શકાય એવો કઠણ માર્ગ છે. જાણકારો કહે છે કે તે સર્વથી સહેલો માર્ગ છે. તે ગુંચવણ ભર્યો છેજ નહીં! ત્યારે શામાટે આમ વર્ગ તેથી ઉલટી શાક્ષી પુરે છે? બે કારણોથી (૧) અજ્ઞાનતા (૨) આળસ. જ્યારે આ બંને દુર્ગુણો, લોભ, મોહ, લાલચ વગેરે સાથે એકત્ર થઇ રહે છે, ત્યારે માયાનુ પાસુ જોરપર આવે છે જે એમજ શીખવે છે કે સામુ પાસુ અવહેવારૂ–વાહીયાત. અથવા ખ્યાલી છે. તે કોઇ પરવારતાઓએ ઉપજાવેલું છે ને ખાલી તેનો બાહુ આગળ ધરવામાં આવે છે, મજાહ તો સામી બાજુએજ ભરપુર છે, તેથી શામાટે કષ્ટનો માર્ગ વગર ફોકટનો અખ-ત્યાર કરવો?

સામાવાળા જવાબ આપે છે કે અશોઇનો માગ સવથી સહેલો છે ને રહેશેજ. કબીરજી કહે છે કે

ભજો ભગવાન ગોવીંદ હરિ,
જપ–તપ સાધન કછુ નહિ લાગત;
ખર્ચત નહિ ગઠરિ!

પ્રભુને ભજવામાં ને તેને રસ્તે જવામાં એક ફુટી બદામ જેટલી કીમત બેસ્તી નથી. તે "માર્ગ સીધા-સ્વારા" છે. તે સરળ છે તે નીરદો-ષોનો મારગ છે, જે ગરીબોનો માર્ગ છે, જે જ્ઞાનીઓનો માગ છે જે પાદશાહી માર્ગ છે જે બે દેહસ્તીઓનો માર્ગ છે. જે માર્ગજ હમેશનો છુટકારો આત્માને મેલવી આપનારો છે. તે કહે છે કે જ્ઞાન સંપાદન કરો. જ્ઞાન તમોને બળરૂપ થઇ પડશે ને તમારૂ તારણુ કરવામાં બળવાન ભાગ ભજશે.

દુ:ખનું મુળજ અજ્ઞાનતા છે. જેણે અજ્ઞાનતાને પેલા પરોદર્શ મરધાની જોડી પાસે 'મૌસ' રૂપી અલકારના સ્વરૂપમાં ખવાડી દીધી અને અંતરમાં જાગૃત થયલી મીનોઇ શક્તિઓને હાથે તેનો નાશ આણ્યો તેજ મોક્ષ પામ્યો. માટે 'મૌસ' (દુનિયાનું ખાકી પાસુ તોડી નાખવાની એટલે જાણે તેને) ખવાડી નાખવાની તજવીજમાં રહેજો. યાદ રાખજો કે ફક્ત આળસુજ માણસો એ માર્ગને કઠણ જણાવવાનું બહાનું રજુ કરે છે.

એ સરળ માર્ગે ચાલી રહેલા શ્રિયુક્ત ક્રિષ્ણા મૂર્તિનું મત નીચે મુજબ જણાવવામાં આવેલું છે:—

His (Krishnaji's) whole conception of spirituality is summed up in a sentence:—"It is so easy." To him it is easy, because he has vision of the mountain top. His eyes are always on the top of the mountain, and he does not see the difficulties that lie between. We as a rule see only the dangers of valley and forget the mountain top.

(*Krishanaji*)—By Lady Emily Luytens in the Brothers of the Star. July 1925. p. p. 148-50.

વળી The Masters and the Path નામની ચોપડીને પાને ૯૯ મેમી એવીજ રીતના વચનો છે જેથી વાંચનારને ઘણું ઉતેજન મળે છે.

હવે કઇ રીતે અશોઈ પાળવી તેની સમજણ કોઈ તમોને આપશે. એટલે કે દરેક જણ પ્રગટી કરણના જે તબક્કા પર હશે ત્યાંથી તે પોતાનો અંગત અનુભવ ઘણાજ નાના પ્રમાણમાં દર્શાવવાની તજવીજ કરતો રહેશે. તેમાંથી શું લેવું શું ન લેવું તે દરેકની લાયકાત પર આધાર રાખે છે તેને જે તે વગર હરકતે આખું રદન કરવાને ઇચ્છે તો ભલે તે તેમ કરે, તેને તે પવિત્ર હક છે.

હવે અશોઇ પાળવાની નેમ મારા નમ્ર વિચાર પ્રમાણે તો બે હોઈ શકે. (૧) મોક્ષ મેળવવો. (૨) મોક્ષ મેળવી હોરમજદનાં ભલા રાજયમાં હમકાર થવું, હમકાર શાને માટે થવું તેનું કારણ મને એમ લાગે છે કે આપણે અહુરમજદના પુત્રો છીએ. જયારે આપણે આપણા અહુરમજદ

બાપને એક વખત પીછાનતા થયા કે દરેક પોતાની હેશ્યાન મંદી કબુલ રાખીને તે બાપનો મદદગાર થવાનું છે. આ કામ, નીશ્કામી ને સર્વથી ઉમદા પ્રકારનું છે ને જે ભાગ્યશાળી શખ્સ હોય છે તેનેજ ફાળે તે મુકાય છે.

**અશોઈ મેળવવાના સાધનો શું શું છે?**

પહેલું સુખ તે જાતે નર્યા. પોતાની જાતને સુખ તે જેહાનને સુખ! શરીર અશાંત રહે તો મન કયાંથી શાંતિ પકડે?

**શરીર અશાંત શાથી રહે?**

આસપાસના સંજોગોથી કુટુંબી કજીઆ સગા સ્નેહીઓમાં વિરૂદ્ધતા પુરતું છતાં વધુ મેળવવાની લાલચ. ગેરવાજબી હરીફાઇ. કોઇનું બુરૂ કરવાની બુરી આદત. અદેખાઈ અંતસ. બીજાના કામમાં માથુ મારવાની આદત, બળતા ઘર ભાડે લેવાની ટેવ (ખાસ્યત). નમ્રપણાની ગેરહાજરીથી ઉપરીઓના સખુન સહન નહી કરી શકવાની કમ તાકાત (મગજની નબળાઇ). નજીવી બાબતમાં મોટી આફત માની લેવાની કમ અકકલ. રોગો પેદા કરવાની પણ રોગો કેમ ઉત્પન્ન થાય છે તે જાણવાનું અજ્ઞાનપણું. ચોકસ બાબતોમાં પરિણામો શો આવશે તે જાણવાની દરકાર વગરની ઉદ્ધતાઈ. તેમાં યાહોમ હોમાવવાની બેવકુફાઈ. પૈસા કમાવવા પણ કેમ ને કયાં ખરચવા તે બાબેની બેદરકારી. એક જુઠાઇ ઢાંકવા જતા સોસો ઠીગડઠાગડો પુરવાની હેજગારી માથે ઉઠાવવાના જોખમો. ઇનસાફની રાહે બનેલા બનાવાનું તોળ કરવાની કોહોતાઇ.

ગેરવાજબી તરફેણ ખેંચી ગરીબોનો રખડાટ કરવાની મુરખાઈ.

ફકત મારૂજ ખોદા બલું કરે ને બીજા તો અંહ! વાળી ગેરસલુકાઈ સાથની એકલપેટાઈ વાળી ટુંકી નજર ગરીબોને ભોગે તાલેવંત થવાની પાક બેહાઇ. પોતાના ટ્રસ્ટમાં સોંપેલા માબાપ વગરનાં બાળકોના વારસા હજમ વીસાએ કરવાની બુરી આદત.

દારૂ પી ધાંધલ કરવાની ને પોતાની બડાઇ હાંકવાની મનની નબળી સ્થીતિ.

અહંકારથી ગર્વ પકડવો કે મારા જેવા સુરો દાનેશમંદ અકકલમંદ કોણ છે, આતે મારાથીજ થઇ શકે મારા જેવો બીજો છે કોઇ કરનાર!

પેલા તો ... હલકા પીંજારડાં! ને હમો તો આસમાન ઉપરથી ઉતરી આવેલાં!

પાડોશીનું ઘર બળે તો બળવા દો! આપણું શું જાય છે એવા બેફકર નભરવશ ને આળશું!

દારૂડીયા–છાકટા પોતાની ફરવશીને શેતાનને સ્વાધીન કરનાર નાતરથ, બેરહેમ, બેદીલ, હેવાનો.

અરે દારૂ પીવાથી મીનોઇ શરીરના અનુએ અનુ તુટી જાય છે તેની કીમત આપી છાંટા પાણીના બાહરમાં શેતાનનો હવાલો ખરીદતા દયાહીણુ કમ અકલીઓ.

દારૂ તો જઇને શરીરનાંરાજા ભેજુ મન–વીચારશકિતને દબાવી દે છે, ને તેની બેશુદ્ધિ ઉત્પન્ન કરી ચોરી, લુટફાટ, મારામારી, બદફેલી, લુચ્ચાઈ ડોંગાઈ ઉદ્ધતાઈ, ક્રૂરતાને ભયંકર બદકામોને ઉશ્કેરી આપે છે. દારૂ પીધાથી ખુશ કેફ કેટલોક વખત આવે છે. દારૂ ઉતરી જવા પછી જીવ બેચન બની ઉંઘ જતી રહે છે તેથી કેટલું નુકશાત થાય છે? ભાઇઓ દારૂ પીને પોતાને શેતાનના હવાલામાં કદી સોંપશો ના.

દારૂ પીને જેઓ સંસાર ભોગવે છે, તેને ત્યાં જન્મતા બચાંઓ કેવા દારૂડીયાં છાકટા હેવાન જેવા જન્મે છે. દારૂ પીવાથી સંસાર સુખની મીનોઇના મજાહનો ખરેખર નાશ થાય છે તે મીનોઈ મજાહ ચાખનાર રાજાજ (ભેજું) કેદી થઇ ગયું તો પછી તે તીક્ષણુ પણુ નાજુક ખુશાળી ભોગ વવાથી તે જોડુ કમનશીબજ રહે છે. ખરો ખ્યાલ તેઓને આવતોજ નથી કે મીનોઈ મજાહ કે પવિત્ર-પ્યાર તે શું છે? સાહેબો વધુ કહેવું નામુતા સેબે છે તેથી મુગ્ર રહેવું પડે છે. ભાગ્યશાળી તે જોડું કે જે ખાનપાનમાં મધ્યમપણું જાળવે, નહી તો અયોગ્ય ચીજોથી તદનજ દુર રહે! હલકી મજાહ તો હેવાનો પણુ કરે છે! ઓહ્ઇ ખેર કરે! દારૂ છોડી માંસનો ખોરાક જોઇએ. તે ખાધેલો એક વાઘ જેવો હેવાન જણુાય છે! માંસના ખોરાકમાં નાઇટ્રોજન તત્વના પદાર્થો એટલે **Purin substances** જે તુરતજ લોહી પરૂ થઈ જઇ વાસ મારી આવે એવા તત્વો હોય છે. જેટલું નુકશાન માંસથી થાય છે તેટલુંજ વાલની દાળ જેવા કોહી જતાં પદાર્થોથી થાય છે, માટે દાળનો ઉપયોગ બી ઘટનો કરવાનો છે. એવા કોહી જતા પદાર્થોથી માણુસની બારીકે બારીક નસોમાં **Putrid Matter** ભરાઇ જાય છે. આ કચરો લોહીમાં ભરાયો તો પછી લોહીનું ફરવું અનીયમીત થઇ પડે છે. જે અશાંતીને ઉત્પન કરે છે. જાનવરની ખાસ્યતોનો વારસો માણુસને બેજાર બેજાર કરે છે. પછી આવા રોગીષ્ટ શરીર સાથે આવા કાબુમાનરહેતા હથીયાર વડે મીનોઇ દુન્યા જીતાશે કે? એકતો જન્મની ખાસ્યત લાવેલા તેને દુર કરવાની અશ્કતી

ધરાવવા છતાં જાનવરી ખાસ્યતના આઇતા વારસાનો ઉમેરો થાય છે તે અધુરામાં પુરૂ ગજબ જેવું જ થઇ પડે છે. પછી સુખની શોધમાં જવાના ફાંફાં મારવા ફોકટજ છે.

એ પછી ખાટા ખારા તીખા તમતમતાને કડવા પદાર્થોના સ્વાદ આકૃષણ કરી રહે છે. એ બધા રજસિક કે તામસિક દુર્ગુણોને પંપાળનારા જણાય છે.

બીજા હાથ પર છાશ, દહી, દુધ, માખણ, ઘી, ઘઉ, જુવાર, ચાવલ, ખાંડ, તકરારીનો ઘટતો ઉપયોગ કરનારાની વળણ સાતવિક ગુણોની ચઢતી કરવા તરફ ઢળે છે.

સ્પર્શા સ્પર્શાનો કાયદો દુન્યવી લોકો કાઢી નાંખવા માંગે છે તો ભલે તેઓ તેમ કરે. પણ જેઓ યોગની પાળે રહીને દુનિયામાં ચાલવા માંગે છે, તેઓ માટે તેતો ઝેર સમાન છે.

ઉડતા રોગોના ચેપથી આપણે કેવા બીહીને મેળ, મુત્ર ઓળંગતા કે કોહી સડી ગયલી લાશોથી દુર નાહસીએ તેમ પવીત્ર પુરૂશોએ એ દેખીતા જીવતા પણ ખરેખરના મુએલાઓથી દુરને દુર નાસવું જ જોઇએ. તેઓના હાથનો ખોરાક તેમને ઝેર સમાન છે. તેઓની વાતાવરણમાંથી પસાર થવું બી આફત લાવનારૂ છે.

ખાધ ખોરાકી ઉપરાંત બુરા વીચારોથી કરીને માણસ પોતાનું ખોરેહ બગડે છે. તેથી ભલા અશોને બહુ બહુ દુર રહેવાનું છે. જેણે ખોરેહ બગાડયું તેનો વીજળીક પોઝીટીવ પ્રવાહ બગડી ગયેલો હોય છે; તેથી દેવ દરૂજો સમાન નેગેટીવ શકિતઓ તેઓ તરફ કુદરતી કાયદેજ ખેંચાઇ આવે છે, જ્યારે ફરેસ્તાઈ એટલે પોઝીટીવ શકિતઓ તેઓથી દુર નાહશે છે.

સારા વીચારવાળા આદમીનું ખોરેહ એવો તો પોઝીટીવ પ્રવાહ ધરાવે છે કે એમાં ખરાબ વીચારવાળાનો હવામાં બીજ રૂપે ધસડાતો પ્રવાહ ખેંચાઇ આવી આમેજ થઇ શકતો નથી પણ તેનો જોશ રદ બાતેલ થઇ જાય છે.એવા ફટકા અશોને હમેશા ઝીલવા પડે છે. તે માટે રાત દીવસ જે સાવચેતી રાખી રહે તેજ નરને બાખ્યશાળી ગણવો સજાવાર છે.

હવે રાત દહાડો તેવાએ તો મહાન સાહેબોનો આસરો શોધવામાંજ સલામતી સમજવી.

ગાથામાં પુછવામાં આવે છે કે બંદગી કોણની કરવી ? તો કહે "સરદાર અમશાસ્પેંદ"ની. જે મહાન સાહેબો દુનિયાના બચાવ માટે તેના

ભલા માટે રાત દહાડો ચળવળ ચલાવી રહેલા છે તેજ મહાન નરો આવા માનને લાયક છે, ગવૈયો લલકારે છે કે " યાદ કરૂં નેક
તેરી સૈયાંમેં "

મતલબ કે ખોદાની દોસ્તી શાંધવી હોય નો ભલાઓની યાદ કરતા રહેવાની છે. તે સાહેબો ગેથીના ઇજિદો છે માટે આપણા તરફનો ભકિત ભાવ તેમને પહેલો ને સીધો પહોંચાડવાનો છે. તેઓના ગુણો ગાતા થાકવાતુંજ નથી. આવા સત-સમાંગમના ફાયદા બેહદ છે, જેને મેળવવા હોય તે માટે રસ્તા ખુલ્લાં છે, સરળ છે, મફત છે. માટે ભાઇઓ સતસંગ કરજો.

વળી ખોદાની બંદગી કરવાથી તમોનેજ ફાયદો છે વીચાર એ ઉત્પતીનુ મૂળ છે. જેણે ખોદા વીશે વીચાર કર્યા કીધો તે આખરે બદલાઇ ખોદા જેવો થઈ તેમ મળી જાય છે ને સત્ય છે.

વળી faith શ્રદ્ધા—આસ્થા રાખવી એ એક અમૂલ્ય ચીજ છે. શ્રધ્ધા કોણમા રાખવી ? ગુરૂને પેગાંબર સાહેબોમાં ! શ્રધ્ધા વગરનું વહાણ ધારેલે મુકામે કવચીતજ પુગે છે. એક જ્ઞાની કહે છે કે faith તે ગોયા માણસના અંતઃકરણમાં મુકી આપેલુ અહોરમજદનું કીરણ છે. તે ગોયા અહુરમજદ પોતેજ છે. જેણે શ્રધ્ધા મહાન ગુરૂઓના બોલવા પર ન રાખી તેણે જાણે અહુરમજદનું રાજ્ય ખોયુ સમજવું. જો તમોને કોઈ ભભેરે કે આપણને હથેલીમા ભરત કરી બતાવે એવે શખ્સ જોઇએ. પછી તે વળી હથેલીમાં ચાંદ બતાવે તેની હરકત નહી. તો તેવો વખત આવે ત્યાં સુધી થોભો પછી તેમ કરતાં રસ્તાખેજ બી થવા આવે તેની હરકત શી છે ? જેઓએ મહાન ગુરૂઓના બોલવા પર વિશ્વાસ રાખ્યો છે તેઓએ તુરતજ તે બાબેની સચાઇ જોઇ લીધી છે. પણ આળસુ બહાણા શોધનાર માણસનું વહાણ આખરે ખરાબે અડકાઇને ભાગી જવા વગર રહેતુંજ નથી. માટે ધર્મનેજ વળગી આગળ ચાલશો તો રોશની જોશો ને અમર્ગી મેળવશો.

ખાન-પાનની સાદાઇથી કરી નીરમળ લોહી શરીરમાં શાંતીથી વહે છે, તે ઉકળતુ નથી તેથી હૃદયના ધબકારા નીયમીત ચાલે છે, જેથી તે વીકારી બનતું નથી. લોહી વીકારી બનવાથી દુર રહ્યું કે પછી માણસના શરીરમાં વીકારો ઉત્પન્ન થતા નથી. તેથી તેવા માણસને અકળામણ થતી નથી. પીત વીકાર ગભબો કરી તેના મનને ચીત્તભ્રમ કરતુ નથી. તે વિષયોના ભોગો ભોગવવા માગતું નથી; તેને તેવા ભોગો જોઇતા નથી; તે હવે તેવા ભોગો

ઃ અણુગમાની નજરે જોતાં શીખે છે, તેનો જીવ બેતાબ બનતો નથી. ણી માત્રના શરીરને લોહીનો તે પોતાના શરીરમાં પુરવણી કરવા માટે રાખતો નથી. કારણ કે તે જાણે છે કે લોહીને માંસમા જાનવરી સ્યત રહેલી હોવાથી તે ખાસ્યત તેનામાં જો ઉતરે તો એક મહાન ા ફ્રીકટની પોતાના શરીર વળગાડે. પછી તેમાંથી મુકત થવાને તેને ાના કીંમતી વખતનો સારો જેવો ભોગ આપવો પડે.

દુઃખ—આવા નરના કપાળમાંજ હરકતોને દુઃખો ચોંટેલાં છે. દુઃખ શિક્ષા ગુરૂજ છે. જેણે શનીની મહાદશામાં દુઃખ ને તેનો ઉપયોગ બાબે ાર કીધો નહી અને તેને મળેલી કીંમતી તકો જવા દીધી તેણે પ્રગટીકરણનો ં પાછળ હઠાવેલો સમજવો. શની શિક્ષા ગુરૂ છે. પ્રગટીકરણના માર્ગને નો કરી દેખાડનાર—ઉંચકી આપનારો છે. તેથી ઇચ્છા શકિત બળવાન છે; દ્રઢ ઇચ્છા શકિતનો ઉપયોગ જેણે કર્યો તેજ કમાયો. એ તકનો ા લેનાર ખરેજ ભાગ્યશાળી સમજવો. જેમ ભુખ્યાથી નવી નવી શોધ છે, તે પોતાનું ભેજું દુઃખમાંથી છુટવા માટે,અનેક ઉપાયો યોજવામાં રોકે નેમાં કોઇક ઉપાય કારગત લાગવાથી તેનો છુટકારો થાય છે, તેને ઘર નદાની વધે છે. તેનું ખાકી કલ્યાણ થાય છે; તેમ જે મનના દુઃખો વખતે ક તરેહની હીકમતો લડાવવાતે માટે ઉંડા વીચારો કરે છે, અને સ્વચ્છ દીલે તે વિચારો કરેલા હોય છે, તો તેથી છેવટે તેનુ મન એકાગ્રહ થાય છે, શાંતિ આવે છે તેને મીનોઇ માર્ગનો રસ્તો સુઝે છે.

દુઃખને પુછયું કે છેવટ સુધી ટકી રહેનાર કોણ તે કે તમે? અમર્ગી નનાર કોણ તે કે તમે ? તકદીલી કોણ તે કે તમે ? માસ્તર અથવા ાવંદ કોણ તે કે તમે ? જ્ઞાની કોણ તે કે તમે ? હીકમત લડાવનાર ક તમે ? લાભ મેળવનાર કોણ તે કે તમે? દીલસોજી ખેંચનાર કોણ તે ગે ?

એ ઉપરથી જણાશે કે દુઃખ હમેશ નીભનાર નથી. તે તો માત્ર હથીઆર ાથી તે કોઇપણ (બીજી) પળે કર્મના મહારાજાઓ તરફથી **ખેંચી લેવાઇ ય** અથવા કોઇપણ પળે તેનો અંત લાવી શકાય કે મારી હતાડી શકાય. તેનું અજ્ઞાનતામાં છે તે શોધી કાઢયું કે દુઃખ ગયું. લોભથી કરી થતા મનના ા ઓછા કરવા સંતોષ ધનનો ઉપયોગ જેણે કરી જાણ્યો તેજ જીત્યો.

**જીંદગી શા માટે થવી જોઇએ ?**—આપણા તથા જગતના ના ફાયદા માટે જીંદગી કરવાથી જાતી ભોગ ખીલવાય છે. નિષ્કામી ીની અસર તેજી છે તે ધારેલે મુકામ જઇને ફાયદો કરી પાછી ફરે છે.

નિષ્કામ બંદગીના ફાયદા જગતને ઘણા છે. તે જગતને ઉંચુ ધરે છે, તે પ્રગટીકરણના માર્ગને આગળ હડસેલે છે. "કુળ જગતનું ભલું થજો ને દુનિયા અશોઇથી આબાદ થજો" એવો મૂદ્રા લેખ દરેક અશો માણસે જગતનો માર્ગ આગળ કરી આપવા વાપરવો જોઇએ. એવો પુરૂશ અહુર મજદના બહોળા કારોબારમાં બહારની સરટીફીકેટની જરૂર વીના સીધો દાખલ થઇને તેમાં આગળ પડતો ભાગ બજાવે છે.

હવે પવિત્ર આતશ બેહેરામમા જાઓ તો શું માગો ? પહેલાં તો તમો પાપ રહીત ચોખું મન કરીને પવિત્ર કેબલાના દર્શન કરો, તેને અહુર-મજદનો પ્રતિનિધિ મનમા કલ્પો. તે અને તમારા અંતઃકરણમાનો મેહેર ઇજદ કે આશો અહુરેમજદાઓ પુથ્ર પેલા કેબલા સાથે મીનોઈ ભુવનપર તો એક સરખાજ છે, એકજ સપાટીના છે, એમ ખ્યાલ કરો. હવે આગળ વધી કલપો કે જ્યારે નુરી કેબ્લાનો આતશ તથા તમારો બીત્તરના આશો અહુરેહ મજદાઓ પુથ્ર એકજ છે, તો પછી તમોને હવે વધારે વાર શાની ઇચ્છા કરવાની છે? જે કાંઇ ન્યામત છે તે તમો અહુરમજદના લાયક પુત્ર થાઓ તો પાંચે દહાડે સઘળી તમારીજ છે. તો પછી તમોને ધીરજ આવી જશે. તમો એમજ હવે ધારશો કે તમારો અહુરમજદ બાપ માગવાની ઇચ્છા કરતાં આપવાની ઇચ્છા ચલાવી રહ્યા છે તેની નકલ કરવાની છે. આપવામાં મઝા માનવાની છે જે કર્મે મુકાયલું કામ ફાળે આવે તે ઉમગથી કરવાનું છે. કારણ કે જે તમો તમારા બાપ અહુરમજદ વતી કરો છો તે કામ અહુર મજદનું એટલે તમારૂંજ સમજવું.

આતશના નુરી કેબલા આગળ હાજર થઈ તમો તે મીનોઇ બાપનું ચીતન ચલાવો. તો પછી તે મીનોઇ બાપ જેવો છે તેવાજ તમો તેનુ ચીતન કરતા થાઓ. તો તે વીચારથી કરી અહુરમજદના સ્વરૂપમાં તમો આખરે બદલાઇ જશો. તેનુ આનંદ સ્વરૂપ, તેનો જાતિભોગ, તેનો નિષ્કામી પ્યાર કલ્પો ને તેજ ખાશિયતો તમારી થશે.

## કુરબાની કોણની—શેની ?

મેહેર ઇયસ્ત ને બેહેરામ ઇયસ્તમા ગોસ્પંદ કપાવાનુ લખેલું છે કરી હમેશાં પજરણ થયા કરે છે. ધારો કે તે લખેલું ખરૂ છે એટલે તર-જુમો બરાબર છે પછી તેને અકકલના ગોહોરે તપાસો કે તે શું છે ?

પહેલું તો એ કે મહેર ઇજદને બહેમામ ઇજદ કોણ, તેઓનો દર-જ્જો શો ? તેઓના કૃતવ્ય કહેવાં, શું તે ચઢતે દરજ્જેના ઇજદો છે કે દેવ

દરજ્જો જેવી પ્રાણીના લોહીથી તૃપ્ત થનારી મલીન શકિતઓ છે? જે પ્રાણી ઓને તેઓ પાળે છે, જેઓની તેઓ પાસબાની કરે છે, **નીરદોષો** જેઓ તેમની મદદ ચાહે છે તેમને જેઓ ખુશીથી મદદ પહોંચાડે છે; તેવાઓ આવી કુરબાની લાલચથી કામ કરતા હશે વારૂ ? તેઓ જો ચાહે તો લખો નીરદોષ જાનવરો પોતે પેદા કરી શકે તો પછી શું તેઓ માણસ જાતના ઓશીયાળા છે ? તો પછી શું તેઓ લાલચુ છે, ગરજાઉ છે, દયા હીન છે, રાક્ષસી ખાસ્યતવાળા છે ? ત્યારે તેઓ શું છે તે નકકી કર્યા વગર જે આવા દરૂજી કામો તેઓને નામે થાય તેનો સ્વીકાર તેઓ કરે ખરા કે ? વળી ઈરાન દેશના લોકો તેમને માટે આમ કરે ને તેમ કરે કરી લખે છે, તો ઈરાન દેશના લોકો તે કોણ ત્યાં માજદયસ્નાન નથી લખ્યું, પણ **ઇરાનના** લોકો તે ભલા **આર્યો**. તે ભલા આર્યો noble કહેવાતા હતા તે તેમની ઉમદા ખાસ્યતને લીધે હતું. ઉમદા ખાસ્યત બુલંદ નીતિ–રીતિ અશોઇ પરહેજગારી પાળવાનું પરીણામ છે તો પછી તે લક્ષણોમાં **જાતિ ભોગ** આગળ પડતો ભાગ બજાવે તેમાં નવાઇ જેવું કાંઈ છે કે ? જે જાતિ ભોગ આપી શકે (ઇજશ્ને–યજ્ઞ કરી શકે) તે ઉમદામાં ઉમદા ભોગ કહેવાયને તે તેમની ખાસ્યતને અનુસરતોજ હોય. તેની ખરી ખુબી તો તે નિષ્કામી હોવામાંજ છે, તો પછી કાંઇ સ્વાર્થને ખાતર ગરીબ બચારા જાનવરને પોતા અદલે ભોગ સારૂ રજુ કરે ને પોતે તેનો લાહાવો ચાખે એ ન્યાયની રીતે વાજબી ગણાય કે ? લોહી પીનારા તરસા તે બુલંદ મીનોઈ દરજ્જેના ઇજદો તો નહીજ પણ ભુત-પિસાચ–જીન–પરિ વગેરે કુદરતની આંધળી શકતીઓ Nature Spiritsને તે પુગે ને તેથી તેઓ તૃપ્ત બને, અને ખાકી દુન્યા પર કાંઇકિ ચમત્કાર કરી બતાવવાને જાદુગરો સાથે બંધાય. ત્યારે આપણા આ બુલંદ દરજ્જેના ઇજદોને નામે જે કતલો ચાલે છે તેથી જાદુગરીના રસ્તા માર્ગોને પુષ્ટિ મળે છે ને તે મહાન શકિતઓ દીણાય છે.

ત્યારે ફરીથી પુછીશું કે **કુરબાની કોણની–શેની !**

**આપણે** હીમતથી જવાબ આપીશું કે કુરબાની હેવાનીયત જીવ (હલકુ મન) (lower mind–નીચ મનસ) આપણામાં ધુમ મચાવી રહેલુ છે, જે અર્ધ જાનવર જેવું છે તેની છે. તેમજ હવસો લોભ લાલચ, હવસ, કામની વળાણુ ધરાવનારી બુરી ઇચ્છા વાસના એઓની કુરબાની કરવાની છે, એઓનો નાશ કરવાનો છે, એ ગોસ્પદ એટલે **અજ્ઞાન જીવ**માંથી ઉત્પંન થાય

